# પ્રાક્-કથન

ભક્ત કવિશ્રી બિલ્વમંગળ રચિત 'શ્રીકૃષ્ણ કર્ણામૃતમ્'નો ગ્રંથ ગુજરાતી ભાષામાં પ્રથમ વાર પ્રકટ થાય છે, તે ઘણી આનંદની વાત છે.

બંગાલના શ્રી ચૈતન્ય મહાપ્રભુ જ્યારે બંગાલથી દક્ષિણ પ્રદેશમાં ભક્તોના ઉદ્ધાર માટે પધાર્યા ત્યારે આ ગ્રંથનો ઉતારો પોતાના સેવકો પાસે કરાવી તેને બંગાલમાં લાવ્યા. ત્યારપછી તે ગ્રંથને કંઠસ્થ કરી આજીવન નિત્યપાઠ તરીકે તેનું માન કરતા. આ એક જ હકીકત વાચકને ગ્રંથની ઉચ્ચ કક્ષાનો ખ્યાલ આપશે.

શ્રીકૃષ્ણકર્ણામૃત ગ્રંથના બેએક શ્લોકનો પાઠ હું છેલ્લા બેએક વર્ષથી નિત્ય કરતો હતો. પણ મને આ શ્લોકો શ્રીકૃષ્ણકર્ણામૃતના છે તેની ખબર ન હતી. શ્લોકોના પાઠમાં ગીત-આનંદ જરૂર આવતો, પણ તેના અર્થ કે રહસ્યની કંઈ સમજ પડતી નહતી. પ્રભુને તે શ્લોકોનાં દર્શન કરાવવાં હશે તેથી પરમ પૂજ્ય **સ્વામી શ્રીઅખંડાનંદજી** જેઓ શ્રીમદ્-ભાગવતની શ્રીકૃષ્ણલીલાના ઉત્તમ રહસ્યના આધુનિક જાણકાર તથા પ્રખર પ્રવચન કરનાર એક બ્રહ્મનિષ્ઠ મહાત્મા છે તેમના તરફથી ગયા એપ્રિલ માસમાં વૃંદાવન આવવા પ્રેરણા થઈ. તેઓશ્રી હરીયાબાબાના આશ્રમમાં બિરાજે છે અને સવાર સાંજ જિજ્ઞાસુ ભક્તોના સંશયોનું છેદન વાર્તાલાપ તથા પ્રવચનદ્વારા કરે છે. હું શ્રીધામ વૃંદાવન ગયો અને જેટલા દિવસ ત્યાં રહ્યો તેટલા દિવસ મેં તેમના સાન્નિધ્યનો આનંદ અનુભવેલો.

તેમણે મને શ્રીમદ્ભાગવદ્ તથા શ્રીકૃષ્ણ કર્ણામૃતના શ્લોકોના રસમાધુર્યનો આનંદ આપ્યો હતો જે અનિર્વચનીય છે. તેમની વાણીનો ધ્વનિ કાનમાં ગુંજારવ કર્યા જ કરતો. પણ મારી શ્રીવૃંદાવનની યાત્રા માત્ર ટૂંક દિવસોની જ હતી. તેથી હવે આ ભક્તકવિની લલિત માધુરી ફરી સાંભળવા કયારે સુઅવસર પ્રાપ્ત થશે તેની ચિંતા રહેતી. પૂજ્ય સ્વામીશ્રી તો હરદ્વાર પધારવાના હતા અને મુંબઈમાં આવ્યા પછી તે લાભ કેમ મળશે તે સમજાતું નહોતું. પણ પ્રભુ દયાળુ છે, આપણી સહૃદય પ્રાર્થના જરૂર સાંભળે છે. હું જ્યાં ઉતર્યો હતો તે ચાર સંપ્રદાય આશ્રમના સંચાલક શ્રીમાન્ રામદાસ શાસ્ત્રીજી છે. તેમની સાથે આ વાત થતાં તેમણે તેમના તરફથી કેટલાક વર્ષ પહેલાં તે ગ્રંથ પ્રકાશ થયેલો તેની નકલ મને મોકલી

આપવા દેખું. હું તે પછી મુંબઈ આવ્યો. ગ્રંથની કોપી તાત્કાલિક મળી ન હતી તેથી તે ગ્રંથ ક્યારે મળશે તેની તાલાવેલી લાગી. પ્રભુએ ફરીથી કૃપા કરી અને એક દિવસ પૂ. શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જેઓ ઘણા ભાવિક વૈષ્ણવ છે તેમની સાથે સહજ વાત થતાં તે ગ્રંથ મને તેમણે આપ્યો પછી તો પુસ્તક વાંચવા મારી અધીરાઈ વધી પડી. જ્યારે જ્યારે અવકાશ મલે ત્યારે તે ગ્રંથ વાંચી આનંદ અનુભવતો.

આ ગ્રંથ વાંચ્યા પછી સહજ વિચાર આવ્યો કે જો હું આવો ઉત્તમ ગ્રંથ મારી ભાષામાં ઉતારૂં તો મારા સ્વાધ્યાય માટે મદદરૂપ થઈ પડે. પ્રભુએ તેમજ વિચાર્યું હશે, કારણ કે આ કામ ન કલ્પી શકું તેટલી ઝડપથી આગળ વધવા મંડયું અને બે માસ કરતાં ઓછા સમયમાં શ્લોક સાથે લઘુ ટીકાવાળું પુસ્તક લખાઈ ગયું. આ કાર્ય મારી શક્તિ જોતાં પ્રભુ ઇચ્છા સિવાય પાર પડી શકે તેમ નહતું.

ગ્રંથનું ગુજરાતી વાચન મેં ફરીથી શરૂ કર્યું અને તેના વાચનમાં ઘણો આનંદ આવવા લાગ્યો, જાણે કોઈ અપ્રાપ્ય વસ્તુની પ્રાપ્તિ થતાં આનંદ-મગ્ન થાય, તેમ શ્રીકૃષ્ણકર્ણામૃતના શ્લોકોનું રટન કરવાથી મને મનમાં થવા લાગ્યું. તેમાં બિલ્વમંગળની પ્રભુ માટેની એકનિષ્ઠા તથા પોતાના ઇષ્ટ કિશોરસ્વરૂપ શ્રીકૃષ્ણ માટેનો અનન્યભાવ ઘણો જ અદ્ભુત છે. અત્યાર સુધી શ્રીકૃષ્ણકર્ણામૃત ગ્રંથને ગુજરાતીમાં પુસ્તકરૂપે પ્રકાશ કરવાનો કોઈ વિચાર મને આવ્યો નહોતો. પણ પ્રભુને ભક્ત બિલ્વમંગળની વાણીનો પ્રચાર વધુ કરવો હશે તેથી મને સહજ વિચાર આવ્યો કે આ ગ્રંથના શરૂઆતના બે એક શ્લોક ટીકા સાથે મારા મુ. શ્રી. ચુનીલાલ લા. ગાંધીને મોકલ્યું. તેઓ અતિદઢ, ભક્ત હૃદયના હોવાથી આવો વિચાર આવેલો. તેમણે તે શ્લોકો વાંચી મારી હસ્તલિખિત ટીકા વાળી મારી આખી નોટ વાચન માટે મંગાવી. પછી તેમણે તે પુસ્તકનો અભ્યાસ કરતાં શ્રીકૃષ્ણકર્ણામૃતનું મારું લખાણ છપાવવા દેવા માટે લખ્યું. મેં ન ધારેલી વસ્તુ બની ગઈ. હું કંઈ લેખક, ભક્ત કે શાસ્ત્રી નથી, કે જેથી મારા લખાણ માટે કોઈને ઇન્તેજારી હોય પણ આ કાર્ય પ્રભુભક્તિના માર્ગ પર લેઈ જતું હોવાથી તે પુસ્તક રૂપમાં ન પ્રકાશ પામે તેમ હું કહી શકયો નહિ, તેથી મેં તેમને પુસ્તક છપાવવા સંમતિ આપી.

આ પુસ્તકનો આધાર મેં 'ભક્ત ભારત'ના તંત્રીએ પ્રકાશ કરેલા "શ્રીકૃષ્ણ કર્ણામૃત"માંથી લીધેલો છે. તેથી ઉપર કહી ગયો હું તેમ પ., ભ. શ્રીમાન્ રામદાસ શાસ્ત્રીજી જેઓ શ્રી વૃંદાવનમાં ચાર સંપ્રદાય આશ્રમના

સંચાલક છે તેઓ એ પ્રતિના સંપાદક હોવાથી ગુજરાતી ભાષામાં પુસ્તક છપાવવા તેમની સંમતિ માંગી જે તેમણે ઘણા આનંદ સાથે આપી તે માટે હું તેમનો ઘણો આભાર માનું છું.

મૂળ હિંદી ગ્રંથનું પ્રકાશન ઘણું ઉચ્ચકોટીનું ને વિસ્તૃછે. તેમાં જે ટીકા લખેલી છે તેના લખનારનું નામ સ્વામીશ્રી' પ્રેમાનંદજી' છે. મને તેમના દર્શનનું સૌભાગ્ય મળ્યું નથી, પણ જે ભાગ્યશાળી જીવોને તેમનાં દર્શન અને સત્સંગનો લાભ મળ્યો છે તે જ તેમના માટે કંઇક કહી શકે. તેઓશ્રી ઉરીયા બાબાના આશ્રમમાં શ્રીઉરીયાબાબા, શ્રી હરિબાબા વગેરે મહાનુભાવોના સત્સંગમાં રહેતા. પછી ત્યાં શ્રીચૈતન્ય મહાપ્રભુના સંપ્રદાયના ભક્તોનો સમાગમ થતાં તે સપ્રદાયના ગ્રંથોનો એમણે અભ્યાસ કર્યો. તેઓશ્રી શ્રીચૈતન્ય ચરિતામૃત, શ્રીચૈતન્ય ભાગવત, શ્રીવૃંદાવન શતક વગેરે ગ્રંથોનું અધ્યયન કરી શ્રીકૃષ્ણ લીલા રસમાં તરબોળ બની ગયા. વધુમાં તેમણે શ્રી ચૈતન્ય મહાપ્રભુની બાળ લીલાથી માંડી સંન્યસ્ત સુધીના ઘણાખરા પ્રસગોની લીલા લખીને ભજવવા માટે મંડળીઓ તૈયાર કરી અને શ્રી ઉરીયાબાબાના આશ્રમમાં તે લીલાઓનું હજારો લોકોને પ્રત્યક્ષ દર્શન કરાવ્યું. તેવી જ રીતે પૂર્ણ પ્રેમ સ્વરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માની લીલાઓનું પણ પ્રણયન કરી મહારાસ પર્યંતની બધી લીલાઓ વ્રજવાસી બાળકોદ્વારા વ્રજરસના પિપાસુ અનેક સંતો અને ભક્તોને દર્શન અને આસ્વાદનું સુખ આપવામાં નિમિત્ત બની એમણે અનેક લોકો પર કૃપા કરેલી છે. તેઓશ્રી કૃષ્ણલીલારસાનંદના સમુદ્રમાં લીન થયેલા એક પ્રેમ વિરહી વિરલ ભક્ત છે. તેમનો પણ હું ઘણો આભાર માનું છું. તેમની વાણીમાં પ્રગાઢ પ્રભુપ્રેમનાં દર્શન થયા વિના રહેતાં નથી.

હવે 'શ્રીકૃષ્ણ કર્ણામૃત' ગ્રંથ વિષે કંઇક લખીશ. મનુષ્યજન્મની સફળતા સુખની પ્રાપ્તિ સિવાય શું હોય શકે? બલ્કે કહો કે જીવમાત્ર સુખની યાદ કરે છે. તે ઇચ્છે છે કે તેને સર્વદા સુખ મલે, સર્વત્ર સુખ મલે, પરિશ્રમ વિના સુખ મલે. તે સુખ મેળવવા કોઇની તાબેદારી કરવી ન પડે, એટલે સુખપ્રાપ્તિ સ્વતંત્ર હોય. અને આટલું હોવા છતાં તે સુખનો અનુભવ ન હોય તો કંઈ લાભ નહિ. માટે તે સુખનું જ્ઞાન પણ હોવું જોઈએ. આટલા ઉચ્ચ પ્રકારની સુખની મહત્તાકાંક્ષા માનવ માત્રને જીવનમાં હોવા છતાં વિચિત્ર વાત તો એ છે કે કેટલાક સુખ મેળવવા દેશ પરદેશ ભટકે છે, કેટલાક ક્રિયાશીલ રહી સુખી થવા ઇચ્છે છે, કેટલાક લોક-હિતના કાર્ય માટે શ્રમ લેઇ કર્મ કરવામાં માને છે. તો કોઈ બીજાની આગળ હાથ

જોડી દીન થઇ સુખની ભીખ માગે છે. જેટલા જીવ છે, તેટલી મતિ છે અને તેટલા સુખી થવાના મન પણ છે. આનું શું કારણ? કારણ સુખના સાચા સ્વરૂપની સમજ બહુ થોડા મનુષ્યોને હોય છે અને તેથી તેઓ અપૂર્ણ શ્રમસાધ્ય, પરાધીન સુખની ભ્રાંતિમાં રહે છે. તેથી તેમને સાચું સુખ, પૂર્ણ સુખ કે આનંદ પ્રાપ્ત થતાં નથી પણ જીવન અશાંત દીન હીન થઇ રહે છે. તેમનો પ્રયત્ન-મર્યાદિત દેશ, મર્યાદિત કાળ વગેરેને લીધે મર્યાદિત નાશવંત સુખ પ્રાપ્ત કરવાનો બની રહે છે. તેમાંથી અમર્યાદિત અનંત સુખની પ્રાપ્તિ થઇ શકતી'' નથી. કારણ કે સીમિત ચિત્તમાં સીમિત અહંથી અનંત અસીમિત સુખની સંભાવના થઇ શકતી નથી તે માટે પોતાના ઇષ્ટ સુખના સ્વરૂપને ગંભીરતાથી યથાર્થ રીતે સમજવું જોઇએ અને તેનું જ્ઞાન થયા પછી જ તે સુખનો અનુભવ કે સાક્ષાત્કાર થઇ શકે છે.

તેવા આનંદ સ્વરૂપને વેદોમાં જ્ઞાનીજનો બ્રહ્મ કહે છે, યોગીઓ પરમાત્મા કહે છે અને ભક્તો અને સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ કહે છે. તે આનંદ કંદ પ્રભુ **रसो वै स.** છે. શ્રીમદ્ ભાગવતમાં પૂર્ણબ્રહ્મ પ્રતિપાદન કરેલા છે, તે શ્રીકૃષ્ણ જ વેદોની, શાસ્ત્રોની, ને ભક્તોની પ્રતિપાદ્ય વસ્તુ છે. જ્ઞાનીઓ તેમને સ્વયં પ્રકાશ અને સુખરૂપથી હૃદયમાં ,અનુભવ કરે છે, યોગીઓ તે પરમાત્માનું ધ્યાન કરી કૃતાર્થતા માને છે ને ભક્તો તેમને શાંત, દાસ્ય, સખ્ય વાત્સલ્ય અને મધુર ભાવે ભજે છે.

વૃંદાવનમાં મધુરભાવ મુખ્ય છે. ત્યાં કિશોર વયના ભગવાન બિરાજે છે. ત્યાં કિશોર વયાકૃતિ શ્રી રાધાકૃષ્ણની નિત્ય લીલા થાય છે. અનાદિ કાળથી થાય છે. અને લીલા અનંત છે. તે લીલામાં ચોસઠ મુખ્ય ગોપીઓ છે તેમાં મુખ્ય શ્રીરાધા, શ્રીચંદ્રાવલી, શ્રીલલિતા શ્રીવિશાખા વગેરે અષ્ટ સખીઓ છે. શ્રીરાધિકાજી સૌથી મુખ્ય છે. પ્રભુને તે સ્વમોહિની પોતાના સ્વરૂપને પણ ભુલાવી દે છે. ચૌદ ભુવનને મોહ કરનાર મોહન શ્રી રાધિકાજીનું વદનચંદ્ર જોતાં પોતાનું સ્વરૂપ ભુલી જાય છે. ત્યાં બ્રહ્મા શંકર વગેરેનો પણ પ્રવેશ નથી. ત્યાં ભોકતા થઇ પ્રવેશ થઇ શકતો નથી. ગોપીભાવે જ ત્યાં પ્રવેશ થઇ શકે છે. પ્રભુ એક જ ભોક્તા છે. તે લીલામાં પ્રવેશ માટે બ્રહ્મા રુદ્ર ઇંદ્રને પણ-ગોપી થવું પડે છે; રાસલીલાનાં દર્શન માટે શ્રી શંકર ભગવાનને પણ ગોપી થવું પડયું હતું. તેવા રાસ વિહારી કિશોર વયના શ્રીકૃષ્ણનું ભક્ત બિલ્વમંગળ દર્શન કરે છે.

તો આવો આવો, તમારા મનને પણ શ્રીધામ વૃંદાવનમાં લેઇ જાઓ, જ્યાં યુગલ સરકાર બિરાજે છે, જ્યાં શ્રીરાધાકૃષ્ણ અચિંત્ય, લલિત લલિત

રસમયી, લાસ્યમયી, મધુમયી લીલાઓ કરે છે. તેની લીલાઓનું વર્ણન વાંચતાં સંસારને ભૂલી જાઓ. તમારા મનને તે લીલાઓના રસસમુદ્રમાં ડુબવા દો, અને જુઓ કે શું આનંદ આવે છે! શ્રીહરિકથા સાંભળતાં જતાં, કે સંત સમાગમ કરતાં સંસારને યાદ કર્યા જ કરશો તો કંઈ લાભ થવાનો નથી માટે થોડીવાર માટે તમારા ચંચળ મનને તે નટખટને સોંપી દો; તે મનનો મનહરી છે તે આપણા મનને વશ કરી આનંદ પ્રદાન કરશે

શ્રીવૃંદાવનધામ દિવ્ય છે. પૂર્ણ પુરુષોત્તમ ત્યાં ગોલોકની બધી સામગ્રી લાવી પધાર્યા છે. શ્રીધામ વૃંદાવનની હવા પ્રેમની ને આનંદની છે. કારણ તે ભૂમિને શ્રીભગવનના ચરણના સ્પર્શના સંસ્કાર છે. ત્યાં ઉદ્ધવજી ઝાડની લતા થવા માગે છે બ્રહ્મા શંકર આદિ પણ નિત્યલીલાનાં દર્શન માટે લાલચુ છે. આવી વ્રજભૂમિનાં દર્શન છોડી બીજે ક્યાં દર્શન કરવા જશું? ત્યાં શ્રી યુગલ સરકાર ગોપીઓ સાથે અનેક લીલાઓ કરી પરમાનંદનું સુખ આપી રહ્યા છે. દુષ્ટોના ઉદ્ધાર માટે તો તેમની કાલશક્તિ કાર્ય કરે છે, તેમના પ્રગટ થવાનું તે મુખ્ય પ્રયોજન નથી. પ્રભુ તો ભક્તોના મનોરથ પૂર્ણ કરવા પ્રેમવશ થઇ સર્વ ઐશ્વર્ય છોડી ત્યાં સામાન્ય ગ્વાલબાલ બની નંદયશોદા, ગોપગોપી વગેરેને અનિર્વચનીય સુખ આપી રહ્યા છે તે પ્રભુ કૃપા કરી પ્રગટ ન થતે તો નંદજસોદાનો વાત્સલ્ય ભાવ કેમ પૂરો થતે? શ્રીદામા, સુદામ, અર્જુન, સુબાહુ, મધુમંગળ વગેરેને સખ્ય ભાવનું સુખ કેમ મળત? શ્રીગોપિકાઓનો મધુરભાવ પૂર્ણ કોણ કરત? પ્રભુ અતિ સુંદર મનમોહન થઈ વૃંદાવનમાં શ્રીરાધિકાજી વગેરે ગોપીઓ સાથે નિકુંજલીલા કરી રહ્યા છે. તેઓ એક જ કાળમાં અનંત કાળની લીલાઓ કરે છે. એક સ્થળમાં અનંત સ્થળની લીલાઓ કરે છે, ત્યાં કાળ દેશનો બાધ નથી. કાળ જે સ્વભાવે ક્રૂર છે. જેણે પોતાના ખપ્પરમાં રાવણ હિરણ્ય-કશિપુ શિશુપાલ જરાસંધ વગેરેને પણ લઇ લીધા છે તે પ્રભુના પ્રાગટ્યથી પોતાને ધન્ય માની રહ્યો છે. કારણ કાળાતીત ભગવાન તેનો સ્વીકાર કરી, પ્રકટ થયા છે, અને તેથી એ ક્રૂરતા છોડી સ્વભાવે મંગળ બન્યો છે. પ્રભુનો પ્રસન્નતા માટે શ્રીવૃંદાવનમાં વસંતઋતુ કરી, લતા ઝાડ વનસ્પતી વગેરેને એ પ્રફુલ્લિત કરી રહ્યો છે. ત્યાં મંગળે મંગળ વર્તી રહ્યું છે. શ્રીવૃંદાવનની હવા પ્રેમની અને આનંદની બની છે મનુષ્યોનાં હૃદય પ્રભુનાં દર્શનથી શુદ્ધ સાત્વિક બન્યાં છે. બધાં તીર્થો ત્યાં આવી વસ્યાં છે. મુનિઓ ધ્યાન છોડી શ્રીવૃંદાવનવિહારીના સ્વરૂપાનંદમાં મસ્ત છે હવે ધ્યાન યોગ જ્ઞાન વગેરેની જરૂર નથી. કારણકે બ્રહ્મ વેદોમાં ન મળ્યા, બ્રાહ્મણોના યજ્ઞોમાં ન દેખાયા, ને

વ્રજમાં જશોદા મૈયાના ઊખળે બંધાયેલા જોવા મળે છે, ગાયના પુચ્છે વળગેલા દેખાય છે અને ગોપીઓના અંચળ નીચે છૂપાયેલા છે. તેનું અદ્ભુત વૃંદાવન છે.

આપણા ભક્ત કવિને પોતાના દક્ષિણ દેશમાં એક વખત-પ્રભુ આજ્ઞા થઈ કે 'તું વૃંદાવન જા, ત્યાં તને મારાં દર્શન થશે'. તેથી કાકતીર્થથી ભક્ત બિલ્વમંગળ પગપાળા પ્રભુભજન કરતા કરતા શ્રીવૃંદાવન જવા નીકળ્યા.

પ્રભુના આદેશ પ્રમાણે શ્રીનામ વૃંદાવન શ્રીજમુનાજી વગેરેનાં દર્શન થયાં ત્યારે તેમને થયું કે હવે પ્રભુએ કહેલો વખત તથા સ્થળ તેમના દર્શન માટે નજીક આવી ગયાં છે. તે વિચારથી તેમના મનની તથા દેહની સ્થિતિ બદલાઈ ગઈ. પોતાના મનનો મનોરથ પૂર્ણ કરવાનો સમય નિકટ આવતાં ભાવોન્મત્ત દશામાં દિવ્ય લીલાના સાક્ષાત્કારના ઉદ્ગાર તેમના મુખમાંથી નીકળ્યા, શ્રીકૃષ્ણનાં દર્શન માટે પ્રાણોની વ્યાકુળતા વધી પડી, ત્યારે દેહાનુ-સંધાન ન રહેતાં લોકલજ્જાનો પરિત્યાગ કરી, પ્રભુનું ગાન કરવા લાગ્યા. તેમનો દેહ વિશુદ્ધ સત્ત્વનો થયો. તેવા જ્ઞાન સ્વરૂપ ચિન્મય દેહથી પ્રેમ વિહ્વલ વાણી કાવ્યરૂપે સ્ફુરી. તેથી તેમના કાવ્યમાં કંઈ શાસ્ત્ર વિરુદ્ધ કે સત્યવિરુદ્ધ વાત લખાઈ નથી. તે ભક્તના ઉદ્ગારો વિરહી નયનનાં અશ્રુઓ છે. તેમણે લખી લખીને ગાયું કે ગાઈ ગાઈને લખ્યું તેનો નિર્ણય વાચક કરે તે જ યોગ્ય છે.

કાવ્યની શરૂઆતમાં ગુરુસ્મરણ છે. દીક્ષાગુરુ સોમગિરિ તથા શિક્ષાગુરુ ભગવાન શ્રીકૃષ્ણ છે. પછીના એત્રણ શ્લોકોમાં વૃંદાવનના પ્રતિપાદ્ય વિષયનું નિરૂપણ છે. તેઓ શ્રી વૃંદાવનના કિશોરાકૃતિ પ્રભુના દાસ છે. તેમને તેઓ બાલ, શિશુ, જ્યોતિ, વિભુ વગેરે શબ્દો કહી સંબોધે છે. પ્રભુના સ્વરૂપનું વર્ણન સાધકને પોતાના ઇષ્ટના સ્વરૂપનું જ્ઞાન આપે છે. તે વિના તેમનું ચિંતન થઈ શકતું નથી. પ્રથમ તેમની તારીફ સાંભળી પછી તેમના દર્શન માટે મન થાય છે. જીવાત્મા અનંત જન્મોથી પ્રભુને ભૂલી ગયો છે અને ઘોર નિદ્રામાં પડ્યો છે. નિદ્રામાં પડેલા માણસને શબ્દથી જગાડવામાં આવે છે. જીવાત્મા પણ પ્રભુ નામ શબ્દ લેઈ પ્રભુના સ્વરૂપને પામે છે. કારણ નામ અને નામી જુદા નથી. પ્રભુએ પોતાની બધી શક્તિ નામમાં મૂકેલી છે. બિલ્વમંગળ પણ પ્રભુના સ્વરૂપનાં દર્શન કરતાં ધરાતા નથી તેથી પ્રભુની કમનીય કિશોરમૂર્તિનું વર્ણન કરે છે. તે પ્રભુના નયનની કૃપાદૃષ્ટિ માંગે છે, તેમની બંસીનો નાદ

સાંભળવા અભિલાષા રાખે છે, તેમની વાણીની કણિકા માંગે છે, તેમનાં નૂપુરનો અવાજ સાંભળવા ઉત્સુક છે, ને પ્રભુના ચરણથી શ્રીવૃંદાવનની ગલીઓ અંકિત થઈ છે તેનાં દર્શન કરે છે.

પ્રભુ જ્ઞાની માટે નિર્ગુણ નિરાકાર બ્રહ્મ છે. રસિક જનો માટે તે જ પ્રભુ સાકાર સગુણ સ્વરૂપ છે. તેમનો દેહ ચિન્મય છે. ત્યાં દેહ દેહી જેવો ભાવ નથી. તેમનું વપુ અમૃતમય છે. તે વપુનાં દર્શન કરી દેવો મનુષ્યો મુનિઓ સિદ્ધો જન્મમરણથી પર થઈ અમૃતમય બને છે. પ્રભુનો દેહ કર્મ કે પ્રકૃતિનો બનેલો હોતો નથી. જે તેમના દેહને માયિક માને છે તેમનું જ્ઞાન બરાબર નથી. ભક્તો માટે પ્રભુનું પ્રકટ સ્વરૂપ તેમની ઇચ્છા હોય તેટલા કાળ માટે દર્શન દે છે, પછી તે સ્વરૂપ અપ્રકટ થતાં તેમનાં દર્શન આ ભૂમંડળ પર બંધ થાય છે. અજ્ઞાનીઓને, વાસનાવાળા જીવોને, આસુરી લોકોને, પ્રભુ પ્રકટ છતાં સમજાતા નથી તેઓ એમને પોતાના જેવા એક મનુષ્ય માને છે.

શ્રીબિલ્વમંગળની શ્રદ્ધા અનન્ય અને પ્રગાઢ છે. ભક્તિમાર્ગમાં અનન્ય શ્રદ્ધા અને પ્રભુ કૃપા સાથે ચાલે છે. તેઓ કિશોર સ્વરૂપ સિવાય બીજે યાં દૃષ્ટિ નાખતા જ નથી. પછીના ૨૧ શ્લોક સુધી તેમની નિષ્ઠાનું વર્ણન છે. ત્યાર પછીના શ્લોકમાં વિરહજન્ય પ્રલાપ છે પ્રભુદર્શન માટેની વ્યાકુળતા અતિ તીવ્ર બની છે. તેમનાં નયન પ્રભુ દર્શનનાં પ્યાસાં છે. તેઓ બોલે છે કે—

હે દેવ હે દયિત હે ભુવનૈકબંધો હે કૃષ્ણ હે ચપલ હે કરુણૈકસિન્ધો
હે નાથ હે રમણ હે નયનાભિરામ હા હા કદા નુ ભવિતાસિ પદં દૃશોર્મે॥

પ્રભુ દર્શન આપે છે અને વળી અંતર્ધાન થાય છે. ત્યારે ધન્ય ઘડીઓ ચાલી ગઈ! અને એક ક્ષણ પણ પ્રભુ દર્શન વિના જતી નથી ત્યારે તેઓ ગાય છે.

અમુન્યધન્યાનિ દિનાન્તરાણિ હરે ત્વદાલોકનમંતરેણ ।
અનાથબંધો! કરુણૈક સિંધો! હા હંત! હા હંત! કથં નયામિ

પ્રભુ દયાળુ છે. ભક્તના વિરહ દુઃખને સહન કરી શકતા નથી તે વિરહનું દુખ દુઃખ નથી પણ તે પ્રભુદર્શન માટે યોગ્યતા લાવવા ચિત્ત શુદ્ધિનું સાધન છે. પ્રભુવિરહના દુઃખમાં અનંત જન્મોનાં પાપો કંપી ઉઠે છે અને તાપ સહન ન થવાથી બહાર ચાલ્યાં જાય છે. સર્વે કર્મો બળીને ખાખ થઈ જાય છે. અંતઃકરણ શુદ્ધ બની પ્રભુનિવાસ યોગ્ય

બને છે. જ્યારે પ્રભુ તેમની સામે દર્શન દેવા આવે છે ત્યારે કહે છે કે
'સોઽયં મુનીંદ્રજનમાનસતાપહારી સોઽયં મદવ્રજવધૂવસનાપહારી
સોઽયં તૃતીયભુવનેશ્વરદર્પહારી સોઽયં મદીયહૃદયાંબુરુહાપહારી'

પછી તો ભક્ત ભગવાન વચ્ચે રસિક વાર્તાલાપ થાય છે. ભક્ત બિલ્વમંગળને પોતાના બીજા ઘણા અવતારો છે તેમને ઇષ્ટ સ્વરૂપે ભજવા પ્રભુ કહે છે, અને કહે છે કે બિલ્વમંગળ તું કેમ મારી પાછળ પડયો છે? અરે! મારા દ્વારકાવાસી સ્વરૂપનું તું ભજન કેમ કરવા ના કહે છે! શું તે મારું સ્વરૂપ નથી? પણ ભક્તની નિષ્ઠા વૃંદાવનના રાસબિહારીમાં અનન્ય છે. ભલે બીજાં સ્વરૂપો ઘણાં સારાં હોય તે માટે ભક્તકવિને કંઈ વાદવિવાદ નથી, પણ તેમના માટે તો તેમના ઇષ્ટદેવ ઉપાસ્ય પ્રભુ કિશોરાકૃતિ ભગવાન જ છે. પ્રભુ પોતાના ભક્તનો આવો પ્રગાઢ પ્રેમ જોઈ પ્રસન્ન થાય છે. અને વરદાન આપે છે કે આ તારો 'શ્રીકૃષ્ણ કર્ણામૃતમ્' ગ્રંથ નિરંતર પ્રચલિત રહેશે, ગ્રંથની સ્તુતિ ભક્તના કર્ણને પરમ આસ્વાદનરૂપ બનશે, અને રસિકોના ચિત્તને સદા પ્રસન્ન કરશે. અને ભક્ત બિલ્વમંગળની દૃષ્ટિમાં તે માધુરી મૂર્તિની અખંડ સ્ફૂર્તિ રહેશે.

અંતમાં આ ગ્રંથમાં જે ગુરુદેવની બિંદુમાત્ર અમીદૃષ્ટિથી હું કંઈક લખી શકયો છું તેમનો, પરમકૃપાળુ પરમાત્માનો, વ્રજના ભક્તો અને મહાનુભાવી સંતોનો તથા અન્ય વડીલ જનો જેઓએ ગ્રંથના પ્રકાશન માટે પોતાનાથી બનતું બધું જ કર્યું છે તેમનો હું આભાર માનું છું. શ્રીધામ વૃંદાવનવાસી શ્રીમાન રામદાસ શાસ્ત્રીજી જેમણે આ ગ્રંથ પ્રકાશ કરવા સંમતિ આપી છે તેમનો પણ ફરીથી આભાર માનું છું.

અસ્તુ! પ્રભો! આપના દર્શન આપી સર્વને આંખની સફળતા આપો એ જ અભ્યર્થના સાથે

લિ૦ દાસનુદાસ,
કૃષ્ણદાસ મગનલાલ જુટાલાના
સપ્રેમ ભગવદ્સ્મરણ.
તા. ૨૦-૯-૫૯

## મૂળ સંપાદકજીનો સંમતિ-પત્ર

चार संप्रदाय आश्रम
वृन्दावन १३-८-५९

भगवत्कृपापात्र हरि-भक्तिपरायण भाई श्री कृष्णलालजी मंगलमय भगवानका शुभाशीर्वाद × × × ×

आपने जो गुजराती भाषा में कृष्णकर्णामृतका प्रयास किया है वह तो अतिसुन्दर वात है आपकेद्वारा गुजराती जनताको लाभ मिले इस से अच्छा तो कोई वात नहीं है, जिस पत्रिकामें यह प्रकाशित हौवे उसकी एक प्रति मेरे पास अवश्य भेजना × × × × × ×

प्रारंभ में ऐसा लिखना कि (रामशास्त्रीद्वारा चार संप्रदाय आश्रम वृन्दावनसे हिन्दी में प्रकाशित) इससे जो हिन्दी पढने वाले होंगे वो यहाँसे प्राप्त कर लेंगे.

रामशास्त्री.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| સંસ્કૃત-૧૫ | શ્લોક ૧૦૦-૨ | નય | ન ચ |
| ભૂમિકા-૧ | ૯ | દુરચારી | દુરાચારી |
| " " | ૧૮ | સમાવદાલની | સમાવદાલાની |
| " ૨ | ૨૯ | કે જો | કે જે |
| " ૪ | ભજન-૨ | કરના | કરુણા |
| " " | " ૩ | દુર | દર |
| ૧ | ૨૨ | હરિ હ | હરિ હર |
| ૪ | ૩ | ચરણાવિંદમાં | ચરણારવિંદમાં |
| ૫ | ૭ | સુવાંતે | સુદાંતે |
| ૬ | ૮ | અવતાર | અવતારમાં |
| ૮ | ૧૦ | વૈદર્ય | વૈડૂર્ય |
| ૯ | પદ ૩/૬ | તય કોટન | તિય કોટિન |
| " | ૨૦ | "અપાંગચ્છ રે" | 'અપાંગચ્છટા" |
| ૧૦ | ૨૩/૨૪ | નીચે પ્રમાણે વાંચો | |

હમારો મુરલીવારો શ્યામ,
બિન મુરલીવનમાલચન્દ્રિકા નહિ પહિચાનત નામ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૩ | ખેલવત | ખેલ મન |
| " | ૮ | બયાય | બચાય |
| ૧૨ | ૧ | નહ | નહિ |
| ૧૨ | ૨૨ | આત્મરમરણ | આત્મરમણ |
| ૧૪ | ૧ | મોહ | મોદ |
| ૧૭ | ૬ | ક્રાન્તિઘારા | કાન્તિદ્વારા |
| " | ૮ | અનાશ્રય | અન્યાશ્રય |
| " | ૨૫ | પદ | પાદો |
| ૧૯ | ૨૨ | ઉપત્તિયોમાં | ઉપનિષદોમાં |
| ૨૨ | છેલ્લેથી ત્રીજી | તરગો છે. તેમાં લહેરાય | તરંગો તેમાં લહેરાય છે. |
| | ૧૦ | વિચી | વીચિ |
|  | ૧૨ | શબ્દ બ્રહ્મ | શબ્દબ્રહ્મ |

# ભૂમિકા

આ શ્રીકૃષ્ણ કર્ણામૃત ગ્રંથના મૂલ ગાનાર મહાનુભાવી લીલા શુક છે. તેમનું જન્મ નામ બિલ્વમંગલ છે. ત્યારપછી સુરદાસ અને છેલ્લી દશામાં લીલાશુક નામથી પ્રસિદ્ધ થયા છે.

પ્રથમ જન્મ (ભૌતિક દશામાં) આ મહાનુભાવીનો જન્મ આજથી સાડી ચારસો વર્ષો પર દક્ષિણ દેશમાં કૃષ્ણા નદી પરના એક સુંદર નગરમાં થયો હતો. તેમના પિતાનું નામ બાબા રામદાસ ઉર્ફે દામોદરદાસ હતું. તેમની માતાનું નામ નીવી માતા હતું. રામદાસ પૈસે ટકે સુખી હતા. બધી વાતે સુખી હતા. છતાં એક મોટું દુઃખ હતું. તેમનો એકનો એક પુત્ર બિલ્વમંગલ જુવાનીમાં મહા દુરાચારી પાકયો.

બિલ્વમંગલ નાનપણમાં સારો સદાચારી હતો. પરંતું જુવાનીમાં રંગીલો બન્યો. તે નગરીમાં એક ચિંતામણી નામની ખૂબસુરત વેશ્યા રહેતી હતી તેના મોહપાશમાં આ બિલ્વમંગલ સપડાઇ ગયો. પોતાનું ઘર, માત પિતા, સ્ત્રી, કુટુંબને છોડી ચિંતામણીને ત્યાંજ પડયો રહેતો. માત પિતા વગેરેએ ઘણું સમજાવ્યો પણ તે સર્વ વ્યર્થ ગયું. બાબા રામદાસની વૃદ્ધાવસ્થામાં આ મહાન દુઃખ આવવાથી તે ચિંતામાં તેમણે દેહ મુકી. પિતાના મરણ સમયે પણ તે આવ્યો નહિ. સગાં વહાલાંએ અગ્નિ સંસ્કાર કર્યો ત્યારબાદ બહુ સમજાવીને સગાવહાલાં ઘેર લઈ આવ્યાં. પણ તે ટકે શાનો? રાતના અગીયાર વાગ્યાના સુમારે સગાવહાલાંની ઉપરવટ થઈને ચિંતામણીને ત્યાં જવા નિકળ્યો. સર્વે નાસીપાસ થઈને જોઈ રહ્યાં. ચિંતામણીનું ઘર નદીની પેલે પાર હતું. ચોમાસાના દિવસ, વરસાદ પણ આવે, કાળી અંધારી ભયંકર રાત, આ બધાની દરકાર કર્યા વગર કામાંધ બિલ્વમંગલ નિડર થઇ ચાલ્યો નદી પર આવ્યો જુએ છે તો નદી બે કાંઠે ભરપુર વહી રહી છે. ક્ષણભર ઉભો રહી, કામાંધ બિલ્વમંગલ નદીમાં પડયો. પ્રભુ ઇચ્છાએ એક લાકડી તેના હાથમાં આવી. બિલ્વમંગલ તેને તરાપો સમજીને તે પકડી પાર ઉતરી ગયો. ત્યાંથી આગળ ચાલ્યો. ચિંતામણીના ઘેર આવ્યો. ત્યાં તો રાતના બાર વાગી ગયા હતા. ચિંતામણી પણ પોતાનું ઘર બંધ કરી નિરાંતે સુઈ ગઈ હતી. બિલ્વમંગલ આવે તેવી લગારે આશા નહતી.

બિલ્વમંગલે નજર કરી તો એક બારી ઉઘાડી જોઈ. અને તેના નેજવે દોરડી લટકતી જોઈ. તરતજ દોરી પકડી ઉપર ચઢી ગયો. અને ચિંતામણીને

પગ પંપાળી જગાડી. ચિંતામણી તો ચકિત બની ગઈ. પોતાને લાગ્યું કે આનો મારા પર અનહદ પ્રેમ છે. તેણે પૂછ્યું કે તું શી રીતે ઉપર આવ્યો? બિલ્વમંગળે કહ્યું કે, પ્યારી, મારે માટે તો તેં ગોખે સુંદર રેશમની દોરી લટકાવી રાખી છે. તે પકડીને ઉપર ચડી આવ્યો. કેમ ભૂલી ગઈ? બત્તી તો બળતી જ હતી. ચિંતામણીએ બત્તી લઈને જોયું તો કાળો નાગણ લટકી રહી છે તેણે બિલ્વમંગળને તે નાગણ બતાવી પછી તો બંને જણાં બત્તી લઈ નદી પર આવ્યાં તો ત્યાં પણ તરાપાને બદલે મુડદાની ઠાઠડી જોઈ ચિંતામણીને લાગ્યું કે તે મારા રૂપમાં ઘેલો બન્યો છે. ઠાઠડીને તરાપો અને સાપણને દોરી જોનાર કામાંધ મારામાં જેટલો સ્નેહ રાખે છે તેટલો ઇશ્વરમાં રાખે તો તેનો જન્મ સાર્થક થઈ જાય આમ વિચારમાં થોડો વખત મૌન રહી ચિંતામણી બોલી

બિલ્વમંગળ તું જેટલો મને ચાહે છે તેટલો સ્નેહ હરિમાં રાખે તો તારો જન્મ સાર્થક થઇ જાય ફરીને માતાના ગર્ભમાં આવવું પડે નહિ. મોક્ષ મળી જાય. વળી જો મારામાં અમર તત્વ શું છે? માંસ લોહી, હાડકાં વગેરે ગંદી ગંધાતી વસ્તુઓ પર આટલો મોહ રાખે છે તે તારું કેટલું અજ્ઞાન બતાવે છે. અને આ રૂપ એક દિવસ કરમાઈ જશે. ચેત ચેત હજુ ચેત.

**બીજો જન્મ (આધ્યાત્મિક દશામાં)**

બિલ્વમંગલના હૃદયમાં આ વચન તીક્ષ્ણ બાણ સમાન ખુંચી ગયાં. તેનું જગત પલટાઇ ગયું તરતજ વેશ્યાના પગમાં પડયો. તેને પોતાનો ગુરૂ માની, તેજ ક્ષણે તેણે દુનિયાના વિષયોનો ત્યાગ કરી વનનો રસ્તો લીધો. હરિ નામનો ઉચ્ચાર કરતા તે ચાલ્યો જાય છે. હવે તે સંસારી કામાંધ મટી વૈરાગી થયો છે પરંતુ તે સાચો સંન્યાસી છે કે કાચો તેની કસોટી પ્રભુ કરે છે.

એક સમયે એક કુવા પર જલ પીવા આ બિલ્વમંગળ જાય છે. ત્યાં એક અતિ ખુબસુરત સ્ત્રી જોઇ તેનો કામકીડો જાગૃત થયો તે તેની પછળ પાછળ તેના ઘેર આવ્યો પરંતુ અંદર જઈ શકયો નહીં. બહાર ઉભો રહ્યો. કેટલીક વારે તે સ્ત્રીના પતિએ આવી પ્રભુ સ્મરણ કરતાં કહ્યું કે તમો અહીં કેમ ઉભા છો? ખાવાનું, 'પહેરવાનું' જે જોઇએ તે કહો. બિલ્વમંગલ બોલી શકયા નહિ અતિથિ સત્કાર કરનાર તે ભાઇએ ફરી કહ્યું કે જો જોઇએ તે ખુશીથી કહો હું જરૂર મારી પાસે હશે તો આપીશ. બિલ્વમંગલે ડરતા ડરતાં તેની સ્ત્રી તરફ આંગળી કરી જણાવ્યું કે મને તેની ઇચ્છા છે. આ ભાઇ સારો ભગવદિ હતો તેણે પ્રભુ પર દૃઢ વિશ્વાસ રાખી

તેની માગણી કબુલ કરી તેને ઘરમાં લઈ ગયો. પોતાની સ્ત્રીને બધી વાત કરી. પતિવ્રતા પરાયણ સ્ત્રીની કસોટી આવી. જો પતિનું વચન માને છે તો પતિવ્રતા પણું ભંગ થાય છે ના કહે છે તો પતિ દેવની આજ્ઞાનો ભંગ થાય છે. પ્રભુસ્મરણ કરી પતિ દેવની આજ્ઞા માથે ચઢાવી બિલ્વમંગલ પાસે આવી પ્રભુ પોતાના સાચા ભક્તોની કદી પણ લાજ જવા દેતા નથી

સ્ત્રીનું મુખ જોતાંજ બિલ્વમંગલના હૃદયનો પલટો થયો ચિંતામણીના શબ્દો યાદ આવ્યા આ સર્વે વસ્તુ નશ્વર છે સાચી તો હરિશરણાગતિ છે. બસ બિલ્વમંગળ બોલ્યો માતાજી, મારી આશા પૂર્ણ થઈ હવે તમે મને બે સોયો આપો. મારે તેનું જરા કામ છે આ ભોળી સ્ત્રીએ બે સોયો લાવી આપી. બિલ્વમંગલે તત્તજ પોતાની બંને આંખો એકી સાથે ફોડી નાખી આંખોમાંથી લોહીની ધારાઓ વહેવા લાગી. આ અતિથિપરાયણ સ્ત્રી પુરૂષ બંને અત્યંત દુ ખી થયાં. પણ હવે શું થાય ! બિલ્વમંગલની વિનંતિ પરથી તેઓ તેને ગામ બહાર મુકી આવ્યાં. બિલ્વ-મંગળે પણ હરિ ઉપર દૃઢ ભરાસો રાખી વનનો માર્ગ લીધો નામમંત્ર તો ચાલું જ છે. હવે સાચો સંન્યાસી થયો. આજથી તે સુરદાસ નામે ઓળખાયા. ભૌતિક દશામાં બિલ્વમંગળ તેજ આધ્યાત્મિક દશામા સુરદાસ થયા છે. સુરદાસ સાચા સંન્યાસી થયા, તેમના મનમાં સંસારની કાઈપણ કામની લાલસા રહી નથી. હવે તો એકજ ઉગ્ર લાલસા લાગી છે. હરિદર્શનની તલપાપડ થઇ છે. ગર્વનો અંશ પણ નથી દીનતા આવી ગઇ છે. સંસારની કામનાઓને ઠેકાણે પ્રભુને મળવાનો વિરહ તાપ ઉગ્ર બનતો જાય છે. આ ભક્તનો વિરહતાપ પ્રભુ સહન કરી શકતા નથી. અને ગોપાલ રૂપે (ગોવાળ) દર્શન આપે છે. થોડા દિવસ તેની સાથે રહે છે અને જેવી આજ્ઞા કરે છે કે મારી વ્રજભૂમિમા વૃંદાવનમાં તને મારાં સાક્ષાત દર્શન થશે. બસ આગલા શબ્દ સાંભળતાજ સુરદાસજી વ્રજમાં ગમન કરે છે હવે તેના ભાગ્યનો પાર નથી ગોપી ભાવ. આવી ગયો છે 'ગોપી પ્રેમની ધ્વજા" સુરદાસજી પણ પ્રભુ પ્રેમમા લીન થઇ દર્શન માટે પ્રેમોન્મત દશામા અનેક પ્રકારના પ્રલાપ કાઢે છે. આ પ્રલાપો તેજ "શ્રીકૃષ્ણ કર્ણામૃત"

**ત્રીજો જન્મ (આધિદૈવિક દશા)**

આ સમયે તેમના પ્રલાપો સાંભળી પ્રભુ પણ પ્રેમ વશ થઇ તેની પાછળ પાછળ ડોલવા લાગ્યા. અને શ્રીમુખે આજ્ઞા કરી કે "તારા વચનો મારા કર્ણને અમૃત જેટલા મીઠાં લાગે છે. ' તે પરથી આ ૧૧૨ શ્લોકના ગ્રંથનું નામ 'શ્રીકૃષ્ણ કર્ણામૃત" રાખ્યું છે. આ દશામાં શ્રી હરિએ તેનું

નામ "લીલાશુક" રાખ્યું આ પ્રમાણે બિલ્વમંગલ, સુરદાસ, લીલાશુક ત્રણ નામથી પ્રસિદ્ધિમાં આવ્યા છે.

સુરદાસ નામના ચાર ભક્તો મુખ્ય થયા છે. (૧) દિલ્હી પાસે સિંહી ગામમાં થયા તે સુરદાસજી જન્મથી જ અંધ હતા. જે પુષ્ટિ માર્ગમાં અષ્ટ સખામાં છે. સુરસાગર જેમણે રચ્યો છે. સવાલક્ષ પદ રચ્યાં છે. મહાન ભગવદિય થયા. બીજા આ દક્ષિણમાં થયા તે બિલ્વમંગલ ત્રીજા કાશીમાં થયા. ચોથા ઉત્કલ દેશમાં થયા. "શ્રીકૃષ્ણ કર્ણામૃત" ગાનાર દક્ષિણના બિલ્વમંગલ છે.

---

## ભજન

ભજ મન શ્રીરાધે ગોપાલ ।  
કરુના નિધિ કોમલ ચિત્ત જીનકો, દીનન કે પ્રતિપાલ ॥  
જીનકો ધ્યાન કિયે સુખ ઉપજે, દુર હોત દુઃખ જાલ ।  
માયા રહે ચરનકી ચેરી, ડરપત જીનસો કાલ ॥  
વિહરત શ્રીવૃન્દાવન માહિં, દોઉ ગલબૈયા ડાલ ।  
વિલસત રાસ વિલાસ રંગી લે, ગાવત ગીત રસાલ ॥  
હસ હસ છીન લેત મન છલકર, ચંચલ નયન વિશાલ ।  
સરસ માધુરી શરણાગત કો, છિનમેં કરે નિહાલ ॥

---

શ્રી કૃષ્ણાય નમઃ

# ગોરસ ખંડ ૯ મો

## ભક્ત કવિ લીલાશુક શ્રી બિલ્વમંગલ કૃત

## "શ્રીકૃષ્ણ કર્ણામૃત" ગ્રંથ

આ ગ્રંથમાં કવિ દક્ષિણ દેશમાંથી શ્રીધામ વૃંદાવન સમીપ આવ્યા ત્યારે ભગવાન શ્રી કૃષ્ણના દર્શન માટે તીવ્ર ઉત્કંઠા થતાં ભાવોન્મત દશામાં પોતે દિવ્ય લીલોદ્‌ગાર ગાયા છે.

પોતાના જીવનનો મનોરથ પૂર્ણ કરવાનો સમય નિકટ આવતાં ભક્તકવિનો ભાવ અનેક ગણો વધી ગયો, પ્રાણોની વ્યાકુલતા ઉત્તરોતર વધવા લાગી અને લોક લાજનો પરિત્યાગ કરી પ્રભુનાં દર્શન થતાં કવચિત હસતા કવચિત વિરહ જન્યતાપ સહન ન થતાં રડતા, પ્રભુને પોકારતા, પ્રાર્થના કરતા, કવચિત લીલાગાન કરતા, તેવી ઉન્મત દશામાં શુદ્ધ સાત્વિક ભાવ પ્રકટ થતાં ગાયેલું આ કાવ્ય છે. શાંત ભાવથી વિચાર પૂર્વક બનાવેલું આ ગીત નથી પણ ઉન્મત ભાવમાં આવેશમાં ગાયેલું આ ગીત છે.

આ કાવ્ય મન મોહનના રૂપ, રસ, લીલા, વિષયનો અપૂર્વ ગ્રંથ છે. ચૈતન્ય મહાપ્રભુ જ્યારે દક્ષિણમાં પધાર્યા, અને તેમણે જ્યારે આ ગીત સાંભળ્યું, ત્યારે તેઓશ્રી એટલા બધા પ્રસન્ન થયા કે આ ગ્રંથ લખાવી બંગાલમાં લાવ્યા, અને કંઠસ્થ કરી ગાવા લાગ્યા તેમનો નિત્ય પાઠનો આ ગ્રંથ હતો

રસ રતનન કે રસિક જોહરિ, નિકે પરખન હારે ।
વેચે મૂરિ સાગ કહા વે, કોર હપરખ બિચારે ॥ ૧ ॥

શ્રી મહાપ્રભુજી બીજો બ્રહ્મ સંહિતા નામે સિદ્ધાંત ગ્રંથ દક્ષિણથી લાવ્યા હતા. ભક્ત શિરોમણી બિલ્વમંગલનો શ્રીકૃષ્ણ પ્રેમ દિવ્ય, ચિન્મય, અભ્રાન્ત, દોષ શુન્ય હતો. તેથી ભાવોન્મત દશામાં તેમણે ગાયેલા ગીતમાં શાસ્ત્ર વિરૂદ્ધ કે સત્ય વિરૂદ્ધ વાત

નિકળતી નથી તેમાં અક્ષરોની કે કાવ્યની રચના નથી પણ અશ્રુઓની રચના છે. પ્રેમી કવિએ લખી લખીને ગાયું છે કે ગાઈ ગાઈને લખ્યું છે તે નિર્ણય વાચક કરે; કવિએ તો પોતના પ્રાણ પોતાના 'નાથ' માટે, પોતાનો આત્મા પોતાના 'રમણ'ને માટે તથા પોતાના નયન પોતાના નયનાભિરામ માટે, ધારણ કર્યા છે. તેથી -હા, હા, ના આર્ત પુકાર કરી પોતાનો આર્તનાદ કાઢયો છે ગાયો છે.

આ લઘુગ્રંથમાં ૧૧૨ શ્લોક છે તેની સમજણ

| શ્લોક | વિષય |
| --- | --- |
| ૧ | પ્રથમ શ્લોકમાં પોતાના ગુરૂનું (પ્રભુશ્રીકૃષ્ણનું) સ્મરણ છે. |
| ૨ થી ૩ | વસ્તુ નિર્દેશ છે પ્રભુના સ્વરૂપનું વર્ણન છે. |
| ૪ થી ૨૧ | શ્રી હરિના દર્શન માટે થતા વિરહ જન્ય ઉત્કંઠાનું વર્ણન છે. |
| ૨૧ થી ૫૫ | પોતાની નિષ્ઠાનું વર્ણન છે. અને દર્શન માટે પ્રલાપ વગેરે કરે છે. |
| ૫૫ થી ૬૦ | પ્રભુના સ્વરૂપની સ્ફુર્તિ–પ્રેરણા છે. |
| ૬૧ થી ૬૭ | દર્શન માટે ઉત્કંઠ પ્રલાપ છે. લીલા શુકની બ હ્ય દશામાં જે સ્મૃતિ જ્ઞાન સ્ફુર્તિ થાય છે તેનું વર્ણન છે. |
| ૬૮ થી ૯૫ | સાક્ષાત્કાર થાય છે. તેનું વર્ણન છે. |
| ૯૬ થી ૧૧૨ | ભક્ત ભગવાનનો વાર્તાલાપ છે. તેમનો પ્રેમ–કલહ તથા અંતમાં પ્રભુજી પ્રસન્ન થઇ આશીર્વાદ આપે છે. |

શ્લોક ૧ વસંતતિલકા

ચિંતામણિ ર્જયતિ, સોમ ગિરિ ર્ગુરુર્મે,
શિક્ષા ગુરુશ્ચ, ભગવાન્ શિખિપિચ્છમૌલિઃ,
યત્ પાદકલ્પતરુપલ્લવશેખરેષુ,
લીલાસ્વયંવરરસં લભતે જયશ્રીઃ ૧

પદ ૨ ભાવાર્થ

ચિંતામણિ જય સોમગિરિ, વંદો ગુરુકર જોર ।
શિક્ષા ગુરૂ ભગવાન જય, ધરે પંખ શિર મોર ॥
પદ પલ્લવ વર કલ્પતરુ અંગુરી શિખર સુહાત ।
જયથી માલા મેવિ નિત 'પ્રેમ' મહા રસ પાત ॥

(૧) મંગલા ચરણમા લીલાશુક કહે છે કે ચિંતામણીની જય હો, મારા દિક્ષા ગુરુ સોમગિરિની જય હો તથા મારા શિક્ષાગુરુ મોર મુકુટ ધારી ભગવાનની જય હો. જે પ્રભુના ચરણ કલ્પતરુના નખનો જયથી (રાધાજી) સેવા રસનો લાભ પ્રાપ્ત કરે છે.

(૨) ચિંતામણી રૂપ મારા દિક્ષા ગુરુની જય હો.

(૩) ચિંતામણી સ્વરૂપ તથા સોમગિરિ સ્વરૂપ મારા શિક્ષા ગુરૂ ભગવાનની જય હો. પ્રભુ પોતે ચિંતામણી જેવા પ્રકાશક છે તથા સોમગિરિ એટલે અમૃતના પહાડ સમાન પરમ આસ્વાદ આનંદ સ્વરૂપ છે લીલા શુકને સોમગિરિએ ગોપાલ મંત્ર આપ્યો હતો. વેશ્યા ચિંતામણીના હૃદય ભેદક વાકયોથી લીલા શુકનો વૈરાગ્ય આવી હૃદય પલટો થયો હતો. અને તેથી સોમગિરિ ગુરૂ પાસે જઇ દિક્ષા લીધી હતી.

પ્રભુ દેહધારીઓના અજ્ઞાનનો નાશ બે રીતે કરે છે.

(૧) આચાર્ય સ્વરૂપે પ્રગટ થઇ શિક્ષા પ્રદાન કરે છે

(૨) અંતર્યામી રૂપે ચિત્તમાં સ્થિર થઇ શુભબુદ્ધિ પ્રદાન કરે છે.

દદામિ બુદ્ધિયોગં ત યેન મામુપયાન્તિ તે
તેષામેવાનુકપાર્થમ્ અહમ્ અજ્ઞાનજ તમ
નાશયામિ આત્મભાવસ્થો જ્ઞાનદીપેન ભાસ્વતા
એવમ્ સતત યુકતા યે ભકતા મામ્ પર્યુપાસતે
(ગીતા ૧૦/૧૦-૧૧)

જીવાત્માને પૂર્ણ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. પણ પોતે સ્વયં પૂર્ણ થઇ શકતો નથી. જીવની પૂર્ણતામાં પણ પ્રેમની અપૂર્ણતા બની રહે છે. તેથી નિત્યપૂર્ણને પામી બદ્ધ જીવનો ઉદ્ધાર થાય છે. જન્મ જન્મનાં બંધન તુટે છે. મરણના ફેરા મટે છે. પરંતુ

અંતરંગ લીલામાં પ્રવેશ તો ફક્ત પ્રેમભક્તિદ્વારાજ થાય છે.

બિર્હંમંગળ ગૌર મુકુટધારી, મુરલીધર શ્રીવૃંદાવન વિહારીમાં ગાન કરતાં તેમનાં ચરણારવિંદમાં પ્રણામ કરે છે. જે ચરણ કલ્પતરૂ સમાન છે. અર્થાત્ સર્વ મનોરથ સિદ્ધ કરે છે. જયશ્રી એટલે શોભા સામાન્ય અર્થ છે. વિશેષ અર્થ શ્રીરાધિકાજી છે તે લક્ષ્મી, રમા, વગેરેનું મૂળ છે. તે લજ્જા આદિનો પરિત્યાગ કરી પ્રભુ સાથે ગાઢાનુરાગ કરી નિત્ય વિહાર કરે છે

શ્લોક ૨ શાર્દુલવિક્રીડિતમ્

અસ્તિ સ્વસ્તરુણીકરાગ્રવિગલત્, કલ્પ પ્રસૂનાપ્લુતમ્ ।
વસ્તુ પ્રસ્તુત વેણુનાદલહરીનિર્વાણનિર્વ્યાકુલમ્ ॥
સ્રસ્તસ્રસ્તનિરુદ્ધનીવિ વિલસદ્ ગોપી સહસ્રાવૃતમ્ ।
હસ્તન્યસ્તનતાપવર્ગ મખિલોદાર કિશોરાકૃતિ ॥ ૨ ॥

પદ ૨ ભાવાર્થ

સૂર તિય પાનન સોં, વિમાનન ઠાનનસોં,
કલ્પ કુસુમ વરસત, છાયો ચહુ ઓર હૈ ।
ઓર હૈ કરોર ગોપી, બંશી ધુનિ લહર કો, પી,
ટૂટ જાત વાર વાર, ગહૈ નીવિ ડોર હૈ ॥૧॥
ડોર હૈ ચરનનમેં, એસે જે પ્રણત જન,
પાત મુક્તિ પ્રેમ ધન, ઉદાર સિર મોર હૈ ।
મોર હૈ મુકુટ શીશ, ઇશ અવતાર બીજ,
વૃંદાવન દેવ, "પ્રેમ" મૂર્તિ કિશોર હૈ ॥૨॥

લીલાશુક અતિ વિરહાતુર છે. તો વૃંદાવનમાં કઇ વિલક્ષણ વસ્તુ જોઇ, તેના ઉત્તરમાં ભક્ત કવિ કહે છે. નામ તો તેનું એક વૃંદાવનમાં છે. તેના વિના કોઈ અન્ય વસ્તુ નથી. સ્થાવર જંગમ બધામાં તેજ વસી રહ્યો છે. તેનાથી સર્વ કંઇ શિવ (સુંદર)બની છે. તે શું નિરાકાર બ્રહ્મ છે? જે સર્વમાં વ્યાપ્ત છે. ના. ના, તે કિશોરાકૃતિ છે. મૂર્તિમાન છે તેની આકૃતિમાં આકૃતિ છે એટલે તેને પ્રાકૃત ઇંદ્રિયો નથી. તે આનંદરસ વિગ્રહ સ્વરૂપ છે. નિત્ય એક રસ એક સ્વરૂપ છે. તેની અવસ્થા તરૂણ કિશોર

નવયુવા છે. અખિલોદાર કૃતિ એટલે બધા અવતારોના મૂલ છે. સર્વોત્તમ છે પરમ તત્વ સ્વરૂપ સર્વ ભજનીય છે તે વૃંદાવનની પરમ આરાધ્ય વસ્તુ છે. કુંભનદાસજી કહે છે કે—

તરુણ કિશોર રસિક નંદનંદન, ઉઠત કછુક મુખ રેખે ।
કુંભનદાસ લાલગિરિવર બિન, જીવન જન્મ અલેખે ॥

આ વૃંદાવનની કિશોરાકૃતિ વસ્તુ પૂર્ણ છે. તે રાસ વિહારીએ નિકૃષ્ટતમ સ્થાવર જડ યોનિ સુધાને પ્રેમનું દાન કરેલું છે. બીજા કોઈ અવતાર તેમ નથી. બીજા અવતારો અમંગલહારી જરૂર છે. પરંતુ કૃષ્ણએ તો વૃક્ષ, નદી, લતા, પહાડ, પશુ પક્ષી બધાને પ્રેમનું દાન કીધું છ, પ્રેમ લુટાવ્યો છે.

આ કિશોરાકૃતિ ભગવાન યમુનાના તટપર બંશીવટ નીચે પિતાંબર પહેરી મોરમુકુટ ધારણ કરી ચરણ પર ચરણ ધરી લલિત ત્રિભંગી સ્વરૂપે ઉભા છે. કોમલ અરૂણ અધર પર બંશી ધારણ કરી છે. પોતાની લલિત આંગળીઓથી સપ્તરંધ્રને પ્રાસાદિત કરતા રસરાજ ભગવાન રાસવિલાસ માટે ઉભા છે. બંશીમા પોતાનો હૃદયરસ પુરી વ્રજ સુંદરીઓને આકર્ષણ કરી રહ્યા છે. પોતાના હૃદયનો રસ અધર રસ સાથે મિલાવી મધુર નાદ કરે છે, તે વેણુ નાદે લહરીના નિર્વાણ (સ્વરની એકવીશ મુર્છના) દ્વારા ગોપીઓના હૃદયને વ્યાકુલ કરી નાખ્યું છે તથા નિર્વાણ સુખમાં તન્મય પણ કરી દીધી છે તાત્પર્ય કે બંશી ધ્વનીથી વ્યાકુલ થઈ, તેમજ અવ્યાકુલ પણ થઈ છે તે બંશીધ્વની તાપકારી છે, તેમ તાપહારી પણ છે વિરૂદ્ધ ધર્મી વિષ, અને અમૃતનું મિલન છે. બંશીનાદ સાભળતા જ ગોપીઓ

અહા, અહા, રટ લગી, નાદમે અતિ પગી,
ચાહ સુનવે જગી, શ્રવણ ચિત્ત નિત નવલ.
તરુણિ ચિત્ત કર્ષિણી, નામ રસ વર્ષિણી,
નેહ રસ સરસની, છિદ્ર પુનિ બહુ અમલ.

વ્રજવનિતાઓની પ્રેમ સરિતા ઉભરાઈ ચાલી, કુલ કિનારાને તોડી સાગર સગમ માટે દોડી, એક કિનારો વેદ મર્યાદા ધર્મનો

(૨)'લોક લજ્જા ધર્મનો બંને તૂટી પડયા. મનની બાધા ધૈર્ય ચાલ્યું ગયું, તનની બાધા પણ ના રહી તે ઉન્મત થઈ. અબાધ ગતિથી ચાલી નીકળી આ કાર્ય બંશી ધ્વનિએ કર્યું.

'સસ્ત ખસ્ત નિરૂદ્ધ નીવિ વિલસત્' ગોપીઓનાં મનનાં, તનનાં અને કપડાંનાં બન્ધન તૂટી ગયાં. શ્રીકૃષ્ણનો આવિર્ભાવ બધાં જ બંધનોને તોડે છે. દર્શન નથી ત્યાં સુધી જ રાગદ્વેષમા મોહ છે ગૃહ કારાગાર છે. હાથ પગમાં મોહની સાંકળો છે. કડીઓ છે. વસુદેવ રૂપી શુદ્ધ શુદ્ધ અંતઃકરણમાં શ્રીકૃષ્ણનો આવિર્ભાવ થાય છે કે તુરતજ એ ચાર સહાયક બને છે. કારાગારનાં તાળાં ખુલી જાય છે. હાથ પગની કડીઓ તડાતડ તૂટી જાય છે. ગોપીઓની પણ નીવી દોર કપાઈ કપાઈ પડવા લાગી બાંધે છે ને તૂટી જાય છે. ફરી બાંધે છે ફરી તુટી જાય છે. કયાં સુધી બાંધે ? ધીરજ ના રહી મન તો, મનમોહન પાસે જઈ પહોચ્યું છે. તેથી હાથમા વસ્ત્ર પકડી દોડી.

નાદકે પથમેં અચુક અતૂટ ચલી,
ભૂલીના ઇત ઉત સુધી હિ પગ ધારી હૈ ।
અટકાયે ના અટકી પટ ખોલિ ઘુંઘટકી,
ફેરી માયા મટુકીસુ, છીટકી ગોપ નારી હૈ ॥
સગ બાધા ગઈ ચટકી, જાય શામસો અટકી,
હડકી અતિ ગટકી, રસ સુધા સારી હૈં ।
વિષ અરુ રસ કહા જાને. કો બંશીકો જો જાને,
'પ્રેમાનદ' એક મજનારી હૈ ॥

બંશી (તરણિ) તટ પર કૃષ્ણને ઘેરી ચારે બાજુ મજનારી ઊભી છે. અને મદનમોહનની માદૃક સૌંદર્ય સુધાનું પાન કરી રહી છે. અનાદિકાળની ચિત્તની મોહ અજ્ઞાનરૂપ ગ્રંથીઓના ટુકડે ટુકડા થઈ ગયા છે! અને તે ગોપીઓ કૃષ્ણ રસાનંદ સાગરમા વિલીન થઇ ગઈ છે.

ગોપીઓએ આવીને વૃંદાવન ચંદ્રના પ્રફુલ્લ મુખચંદ્ર પર નજર નાખી, પછી (શ્રીપાદ) ચરણને પ્રણામ કરી ઉભી રહી.

નિસ્તબ્ધ ઉભી રહી. ચપલા તરલા શાંત થઈ ઉભી રહી. મનમાં પ્રાર્થના કરવા લાગી કે પ્રાણનાથ, આપની બંશી ધ્વની દ્વારા આપની આજ્ઞા થઈ માની અમો જેમ ને તેમ તમારી પાસે દોડી આવી. હવે અંગીકાર કરી આપના ચરણોમાં સ્થાન દો. અમારો ઉદ્ધાર કરો. હે દેવ પ્રસન્ન થાઓ. વિલંબ કેમ કરો છો ?

ભગવાને કહ્યું કે તમોએ કાત્યાયની વ્રત કર્યું અને મેં તમારાં ચીર હર્યાં ત્યારે જ તમારો ઉદ્ધાર થઈ ગયો છે. કેવળ શરદઋતુમાં વિહાર બાકી છે. વસ્ત્રહરણ કરી દેહથી ધર્મથી તથા મુક્તિથી પણ મુક્તિ આપી છે, એટલું જ નહિ પણ તમોને વસ્ત્ર પ્રદાન કરી તમારા હૃદયમાં રસ પણ મેં સમર્પણ કર્યો છે. હવે મારી પાસે તમોને આપવા જેવું કંઈ નથી, પણ મારે તમારી પાસેથી લેવાનું છે. માટે તમે ધીરજ ધરો.

આ રાસનો આરંભ છે. જ્યાં પ્રભુને ગોપીઓ માટે કામ (પ્રેમરસ)-થાય છે. અને તેમની સાથે રાસ ક્રીડા કરી રસનો ઉપભોગ કરે છે "સ્વરતરૂણી કરાથ" એટલે સ્વર્ગલોક જનલોક. તપલોક વગેરે દેવોની સ્ત્રીઓ વેણુનાદથી શિથીલ થઇ, વિમાનોમાં પોતાના પતિઓના ખોળામાં મૂર્છિત થઇ અને તેમના હાથનાં કલ્પવૃક્ષનાં ફૂલ વૃંદાવનવિહારી પર પડયાં.

(૧) પહેલા ચરણમાં ત્રિભોવન મોહિનીની શોભા માધુરી પ્રકટ કરી છે.

(૨) બીજા ચરણમાં પ્રભુની વેણુ માધુરીનું વર્ણન છે.

(૩) ત્રીજા ચરણમાં ગોપીઓ સાથે લીલા માધુરીનું વર્ણન છે.

(૪) ચોથા ચરણમા ગુણ અને રૂપના સાગર કિશોરપ્રભુનું વર્ણન છે.

પહેલા શ્લોકમાં મંગલાચરણ, બીજા તથા ત્રીજા શ્લોકમાં વસ્તુ નિર્દેષ છે. પ્રતિપાદ્ય વિષયનો પરિચય આપે છે. જે

વૃંદાવનના રાસવિલાસી શ્રીકૃષ્ણ છે. તેમને સ્પષ્ટ કરવા માટે તેમના સ્વરૂપ અને લીલાનો કવિ પરિચય કરાવે છે.

પ્રેમોન્માદના પ્રલાપ હોવાથી તેમાં કંઇ રસ વિરૂદ્ધ, ભાવ વિરૂદ્ધ સિધ્ધાંત વિરૂદ્ધ પ્રસંગ આલેખ્યો નથી. કારણ પ્રેમ વસ્તુ સ્વયં પ્રકાશીત અને ચિન્મય છે. તેથીજ નિર્ભ્રાંત છે વાયુવિકૃત ઉન્માદ સર્વથા ભ્રાન્તિ તથા નિરર્થક પ્રલાપ હોય છે પણ ભગવદ્ પ્રેમોન્માદમાં સ્વભાવતઃ સત્વ શુદ્ધિ શુદ્ધતમ સાત્વિક હોય છે. જે પ્રકાશમય અને જ્ઞાનમય હોય છે, તે પ્રાકૃત ગુણ રહિત હોય છે ત્યાં ભ્રમમય તમોમય અજ્ઞાન કેમ સંભવે?

તેવો ભાવ આવતાં સ્તંભ, કંપ, પ્રસ્વેદ, વૈવર્ણ્ય, અશ્રુ, સ્વરભેદ, તથા મૂર્છાનાં ચિન્હ જણાય છે. ત્યાં મૃત્યુ નથી આવો ભાવ બે પ્રકારે ઉત્પન્ન થાય છે. (૧) સાધન દ્વારા (૨) કૃપા દ્વારા, સાધન દ્વારામાં પહેલા શ્રદ્ધા આવે છે, પછી સંતસંગ મલે છે તેથી ભજન, સ્મરણ, સેવા, કીર્તન, વગેરે થાય છે ભજન કીયાનું જ્ઞાન થતાં અનર્થ નિવૃત થાય છે. વાસનાઓ કપાતાં ચિત્ત શુદ્ધિ થાય છે ત્યારે નિષ્ઠા દૃઢ થાય છે પછી ભોજનની જેમ તેની ભુખ લાગે છે, રૂચી થાય છે. રૂચી આસક્તિ થતાં તે વસ્તુ અંતર્ગત થાય છે જીવનનો સ્વભાવ બને છે લાખ છોડાવે પણ છૂટી શકતી નથી. આસક્તિ વધતાં વ્યસન થાય છે. વ્યસન દશામાં પ્રેમી બની જાય છે, તેનુ નામ રતિ કે પ્રીતિ છે.

જ્ઞાની ભકતો પ્રભુના મહિમા અને ઐશ્વર્ય આગળ નમી પડે છે. જ્યારે, પ્રેમી ભક્તો પ્રભુના સ્વરૂપ માધુરી તરફ ખેંચાય છે. પ્રથમ કોટીમાં શિવ, બ્રહ્મા, સનકાદિક, નારદ, લક્ષ્મી, અર્જુન ઉદ્ધવ, ભીષ્મ, હનુમાન, વગેરે અનેક છે. બીજામાં ગોપી, ગ્વાલ નંદ યશોદા વગેરે મહાન પ્રેમી ભકતો છે. આ વ્રજની ભક્તિને રાગાત્મિકા ભક્તિ કહે છે. રાગ એજ વ્રજનો પ્રેમનો આત્મા છે તે સાધન વિના સ્વતસિદ્ધ છે. પોતાના પ્રાણનાથ માટે પર્વત સમાન દુઃખ પણ ફૂલ સમાન લાગે છે. તેને પુષ્ટિમાર્ગ કૃપાનો માર્ગ કહે છે.

### શ્લોક ૩ શાર્દુલ વિક્રીડીતમ્

ચાતુર્યૈક નિદાન સીમ ચપલાપાંગચ્છટામંથરમ્ ।
લાવણ્યામૃત વીચિલોલિતદશં લક્ષ્મી કટાક્ષાર્દતમ્ ।।
કાલિંદી પુલિનાં ગણપ્રણયિનં, કમાવનારાંકુરમ ।
બાલં નિલમણી વયં, મધુરિમસ્વારાજ્ય મારાધ્નુમઃ ।।

### પદ ૩ ભાવાર્થ

ચતુરાઈ ખાન મહા ચપલ ચુભીલે નૈન,
કોરનકે મોરન સોં મરોરત ગોપીન હૈ ।
લહરન લુનાઈ મેં, લોચન લહરાત હૈ,
લહિ લક્ષ્મી લાડિલી કે લાડલોલ લોચન હૈ ।।૧।।
કામકે જો બીજ મૂલ, સૂલ વામ કામ હરે,
કૂલ કલ કાલિંદી કે, લિયે તય કોટિન હૈ ।
મેરી સબ બાધા, જિન રાસ કીયો સાધા,
"પ્રેમ" રસરાજ બાલ બાલકે હમ દાસિન હૈ ।।૨।।

બીજા શ્લોકનું વિશેષ નિરૂપણ કરતાં કહે છે કે માધુર્યના સ્વરાજ્ય સિંહાસન પર આરૂઢ થયેલા નિલવર્ણી બાળકનું અમે આરાધન કરીએ છીએ. તે નીલમણી રૂપ કૃષ્ણ જેના પર નજર નાખે છે, તે જીવ તેના સદાને માટે બની જાય છે. તે ચતુરતાના ભંડાર છે. તે બાળક ગોપીઓને "મંથર" એટલે સ્તભિંત કરવા વાળા . પ્રેમમાં વિવશ બનાવી દે છે તે પોતાની "અપાંગચ્છરો" એટલે તિરછી ચિતવનથી નજર નાખી વિવશ કરે છે. ચતુરાઈની ખાણ છે. એક પણ શબ્દ બોલ્યા વિના આખના ઈશારા માત્રથી સર્વ કાર્ય સિદ્ધ કરે છે. તિરછી નજરથી ગોપીઓને તેમણે બોલાવી, હસાવી, રડાવી, ખેલાડી, અને નમાવાં તે પ્રસિદ્ધ છે.

બીજો અર્થ એવો થાય છે કે રાધારાણીની ભ્રકુટી વિલાસથી શ્રીકૃષ્ણ પોતે સ્તંભિત થઈ ગયા. કારણ રાધારાણી ચતુરાઈની પરમ અવધિ છે. તેમના ભ્રમરના મરોડથી શ્યામ સુંદર વિવશ થઈ તેમને આધિન થઈ જાય છે.

દોહરો—"મહારાની શ્રી રાધિકા, અષ્ટસખિનકે ઝુંડ ।
ડગૅર બુહારત સંવરો, જય જય રાધા કુંડ ।।

બ્રહ્મજ્યોતિ છે? નહ. તે ગોપી મંડલથી સમાવૃત નિલજ્યોતિ છે. ગોપીઓના વિજળી સમાન અંગ લાવણ્યથી તે નિલજ્યોતિ અદ્દભુત શોભે છે. તેમનું મુખ માધુર્યથી ભરેલું છે. કુંડલ ચમકી રહ્યાં છે. ગંડ (કપોલ) દમક રહ્યા છે આંખ રસ વર્ષાવી રહી છે. અધર ખીલી રહ્યા છે. રસ ભરેલું મુખકમળ અત્યંત લાવણ્યમય અને મધુરતાથી ભરેલું છે. તે રાધા આરાધિત મુખ છે. તેથી તે તેટલું મધુર છે. પ્રથમ જ્યોતિ દર્શન થાય છે. પછી મુખ દર્શન થાય છે. અને પછી સમગ્ર મૂર્તિ દર્શન થાય છે. "બર્હોતંસ વિલાસ કુતલ ભરં" એટલે માથાપર મોરમુકુટ છે તે મુકુટ મુખજ્યોતિ પર કાળા મહિપ ચિકણા પ્રકાશિત કેશ છે, તેના પર શોભે છે. મોર પિચ્છ નટવર ગોપવેશ મુરલીધરનું એક અસાધારણ ચિન્હ છે. મોરમુકુટ વિના કોઈ ઠેકાણે શ્રીકૃષ્ણનું ધ્યાન થતું નથી. કારણ મોર સાત્વિક જીવ છે. મોર ઢેલમાં (મોરનીઓ) મૈથુન ભાવ નથી. મોર શ્યામઘટા જોઇ ઢેલને રીજવવા કળા કરી નાચે છે. કાંપકાંપ કર નાચે છે. તે વખતે અશ્રુ ગિરાવે છે. મોરની તે અશ્રુને ચાટી જાય છે. તેથી વંશની રક્ષા થાય છે મોરમાં શ્રીકૃષ્ણનો પ્રેમ છે કામ નથી. તેથી ભગવાન સદાને માટે તેના રૂણી થઈ તેનું પિચ્છ ધારણ કરે છે. રાસ વિલાસ પણ કામશુન્ય છે. ત્યાં અનંગ અંગહીન છે. ગોપી કૃષ્ણ રાધાનાં મુખ ચરણ વગેરે અંગ નથી પણ અનંગ છે. કારણકે તે સ્વરૂપો સચ્ચિદાનંદ ઘન છે. જીવની માફક તેમાં દેહ દેહીનો ભેદ નથી. તે આત્મસ્મણ છે. "પ્રવિલસદ્" એટલે અતિ સુંદર છે. "વેણુનો પ્રણાદામૃત" પણ મુખાંબુજ છે. શૃંગારના પાઠમાં આરાધ્યના સ્વરૂપ પર લક્ષ રાખવું જોઈએ. નહિ તો સ્વરૂપ છુટી જતાં, અને શૃંગાર મનમાં રહેતાં અશ્લીલતા આવશે. લીલા અદ્દભુત છે. પણ માણસમાં જીવ ભાવ આવતાં મન કલુષિત બને છે. રાસમાં ચુંબન, પરિરંભન વગેરે કોઈપણ ક્રિયા જગતની બાહ્ય ક્રિયા નથી. તેથી "આપી નસ્તન કુડ્મલ" એટલે રાધિકાજીના ઉરોજને રસસાર સરોવરનાં કમળ કહ્યાં છે. સાન્દ્રાનુરાગ ઘનીભુત ગાઢ પ્રેમ છે તે પ્રેમ વધતાં મહાભાવ

થાય છે. પ્રેમ કામનો નાશ થાય ત્યારે થાય છે. તે પ્રેમ ક્રમે ક્રમે પ્રણય, સ્નેહ, માન, રાગ, અનુરાગ અને મહાભાવનું સ્વરૂપ ધારણ કરે છે. મહાભાવ સ્વરૂપીણી શ્રીરાધિકાજી પોતે છે. તે મહાભાવના અમૃત રસના સરોવર છે. તેમનાં યુગલ સ્તન આ સરોવરનાં કમળ છે તે સ્વાનંદ આત્માનંદથી પરિપ્લાવિત છે. વિષ્યાનંદરૂપ કામ નથી. તેથી મનોજધર નથી. પણ અનુરાગ રસ ધરરૂપ યુગલ સ્તન છે.

કૃષ્ણ "જગતામેકાભિરામાદ્દ ભુતમ" ત્રિલોકમાં પણ પ્રધાન અતિ સુંદર સ્વરૂપ છે. તે નીલજ્યોતિ ભગવાન ભક્તોનાં હૃદયને અત્યંત આકર્ષણ કરે છે. મધુર ભાવની ઉપાસનામાં શ્રી રાધિકાજીની કૃપા વિના કંઇ બની શકતું નથી. કૃષ્ણ સાથે સ્વતંત્ર સંબંધ માધુર્ય ભાવમાં સંભવ નથી. તેમાં તો રાધાજીની દાસી બનીને રાધાકૃષ્ણની નિકુંજ હોવાનો અધિકાર પ્રાપ્ત કરવો પડે છે. કૃષ્ણનો સાધક સિદ્ધ દેહથી સ્મરણ કરે. (૨) તેમની સાથેના સખા સખી માત પિતા વગેરે જે ભાવ હોય તેમનું સ્મરણ કરે. (૩) તેમની કથા શ્રવણ કરે. (૪) વ્રજમાં વાસ કરે.

બિલ્વમંગલનું મન જ્યારે ઉત્કંઠાના પ્રબલ તરંગોમાં ડુબી જઈ બાહ્ય જગતને ભૂલી જાય છે. ત્યારે સખી તરીકે લીલાનો અનુભવ કરે છે પણ જ્યારે જાગૃતિ આવી મન બહાર આવે છે. ત્યારે વિરહ દશામાં દીનતાથી તથા ઉત્કંઠતાથી પ્રલાપ કરે છે.

શ્લોક ૫ કોકિલકમ્

મધુરતરસ્મિતામૃતવિમુગ્ધમુખામ્બુરુહમ્ ।
મદ શિખિપિચ્છલાચ્છિતા મનોજ્ઞકચપ્રચયમ્ ॥
વિષયાવિષામિષગ્રસનગૃધ્નુનિ ચેતસિમે ।
વિપુલવિલોચનં કિમપિધામ ચ કાસ્તુ ચિરમ્ ॥ ૫ ॥

પદ ૫ ભાવાર્થ

રૂપ ભરે રંગ ભરે, મધુર સ્મિત ગંધ ભરે,
ભરે મકરંદ મુખ પંકજ પાગિ રહે ।

મદ ભરે મોલ ભરે, મોર પંખ શીશ ધરે,
કારે ઘુંઘારારે કચે, કપોલન લાગિ રહે ॥૧॥
લાટ ભરે લોભ ભરે લોચન વે લોચ ભરે ।
કરે યુગલ છીનહિં શ્રુતિ મૂલ ભાગી રહે ॥૧॥
"પ્રેમ" ચિત્ત વિષે ભરે, જાય રસ સણે મરે ।
એસો ધામ શ્યામ કોઉ, મેરે ઉર જાગિ રહે ॥૨॥

તે અદ્દભુત જ્યોતિ મારા હૃદયમાં ઝગમગાતી રહે. પણ તે કેમ બને મારુ મન તો વિષય વિષરૂપ આમિષ એટલે માંસનો ગ્રાસ કરવાને તત્પર છે. અરે વિષ તો એક જીવન સમાપ્ત કરે છે. પણ વિષય તો બ્રહ્મલોક પ્રાપ્તિ સુધીના જીવનનો નાશ કરે છે. તો હવે શું કરું ? હે પ્રભુ મારો ઉદ્ધાર કેમ થાય ? તમો કોણ છો? તમો નિરાકાર નહિ, પણ સાકાર જ્યોતિ છો. નિરાકાર તો જડવત્ ક્રિયા કંઈ કરતા નથી. તમે નિર્ગુણ નથી પણ કૃપાલુ છો. તો કૃપા કરી આપ મારા હૃદયમાં એકવાર આવી વસો, આપનાં વિપુલ વિલોચનથી મારા તરફ જુઓ.

શ્લોક ૬ મંજુ ભાષિણી

મુકુલાયમાનનયનામ્બુજં વિભો ।
મુરલીનિનાદમકરંદનિર્ભરમ્ ॥
મુકુરાયમાણ મૃદુગંડમંડલમ્ ।
મુખપંકજં મનસિમે વિજૃમ્ભતામ્ ॥ ૬ ॥

પદ ૬ ભાવાર્થ

પ્રેમ સરોવર મન તડાં, વદન કમલ રહો ફૂલ ।
નિત નવલીલા વિસ્તરહુ, આનંદ રસ છબિ મૂલ ॥૧॥

"વિજૃમ્ભતામ્" એટલે પ્રકાશિત કરો. લીલાશુકની પ્રેમ સરિતા વેગે વધે છે. કેટલીક વખત હર્ષમાં આવે છે. કેટલીક વખત ઉન્માદ આવે છે. કેટલીક વખત દીનતા પણ આવે છે.

શ્લોક ૭ ઔપચ્છંદસિકમ્

કમનીયકિશોરમુગ્ધમૂર્તેઃ કલવેણુકવણિત દતાનનેન્દોઃ ।
મમવાચિ વિજૃમ્ભતામ્ મુરારેર્મધુરિમ્ણઃ કણિકાપિ કાપિકાપિ. ॥૭॥

પદ ૭ ભાવાર્થ

બડ ભાગ વહી જિન ઉર સરવર, યહ મુખ પંકજ નિત ફૂલિ રહે ।
કમનીય કિશોર મનોહર મૂરતિં, નૈનન જિન કે ઝૂલિ રહે ॥૧॥
કલવેણુ બજાવત રસ વરસાવત, ઈંદુ વદન નહિં ભૂલિ રહે ।
કનકો કનહૂ કોઉ હારો મુરારી, "પ્રેમ" ભિખારી ઝૂમિ રહે ॥૨॥

તેમનું મુખ સુંદર (કમનીય) અને નિત્ય વિકસિત રહે છે. મારા લોભી વિષયી મલિન ચિત્તમાં તેમનો ઉદય કેમ થાય? તેથી મારી વાણીમાં પ્રભુ પ્રકાશિત થાય તેમ કહે છે. "મમ્ વાચિ વિજૃમ્ભતામ્ મુરારે" મુરારીની માધુરીનો એક કણ પણ સમસ્ત બ્રહ્માંડને રસ પ્લાવિત કરવા સમર્થ છે તો એક પ્રાણીના ભાગમાં કેટલું આવશે? પણ તમારા વિભુનું નામ શું છે? તો કવિ કહે છે કે તે "મુરારે મધુરિમ્ણઃ" માધુર્ય સંધુ છે. મુર એટલે અવિદ્યા, તેના શત્રુ તેને મારનાર નાશ કરનાર "મુરારી" છે. મુર રાક્ષસને મારનાર તે પરાક્રમ થયું કુત્સા તે રૂપ થયું. પણ નામ "મુરારી" અનાદિ છે. તેમનું મુખ "કલવેણુ કણિતા-દતાનનેન્દો" કલ એટલે અસ્ફુટ અવાજનો રસ વરસાવી બંશી ધ્વનિ દ્વારા મુખ શોભી રહ્યું છે. તે બંશી પોતાના ધ્વનિથી ગોપીઓને વશ કરી આકર્ષિત કરી સંસારનાં બંધન તોડી કૃષ્ણ સંયોગ કરાવે છે.

શ્લોક ૮ દ્રુત વિલમ્બિત

મદ શિખંડિશિખંડવિભૂષણમ્ મંદનમંથરમુગ્ધમુખાં બુજમ્ ।
વ્રજવધૂ નયનાંજન રંજિતં, વિજયતાં મમ વાંગમય જીવિતમ્ ॥૮॥

પદ ૮ ભાવાર્થ

મદમોર પિચ્છ સુગુચ્છસોં, શોશ શોભિત અચ્છ હૈ ।
મદન મંથર મુખ કમલ વડ, મુગ્ધ મુગ્ધન દચ્છ હૈ ॥
એ વ્રજવધૂ નૈનન અંજન, રંગરેખ પ્રત્યચ્છ હૈ ।
મમવાણિ જીવન પ્રાણુયહ, "પ્રેમ" જય જય લચ્છ હૈ ॥ ૨ ॥

"વિજયતાં મમ વાંગમય જીવિતમ્" મારી વાણી કે જીવન સ્વરૂપ શ્રીકૃષ્ણની જય હો. પ્રભુ પ્રથમ વાણીમાં નામ રૂપે આવે

છે. પછી હૃદયમાં આવે છે તે બીજો અવતાર. અને છેવટે દૃષ્ટિ ગોચર થાય છે. પ્રભુનું નામ રૂપ લીલાનો વાણીમાં પ્રથમ આવેશ આવવો જોઈએ જ્યાં સુધી વાણી તેનું ગાન કરે છે ત્યાં સુધી પ્રભુનો વાંઙમય અવતાર થયો કહેવાય છે ભગવાનનું અધિષ્ઠાન ભગવદ્ રૂપ થાય છે. બ્રહ્મનો આધાર બ્રહ્મ જ છે. તેથી જ કહે છે કે મારી વાણીમાં સદૈવ તેના રૂપ નામ ગુણ લીલા બિરાજમાન હો. તેના વિના ઇંદ્રિયોનું જીવન ક્યાં છે? પ્રભુનું વર્ણન કરતાં કહે છે જેના મસ્તક પર મદમાતા મોર પંખ છે. જેનું મુગ્ધ મુખ કમલ છે. અને જે મુખકમલ વ્રજનારીઓના નયનાંજનથી રંજીત છે. તેમનું મુખકમલ હૃદયો પણ મંથર કરવાવાળું છે. "મદન મંથર મુખાંબુજમ્" ભગવાન બિંબ છે. વ્રજાંગનાઓ તેમનાં પ્રતિબિંબ છે. તેઓ આપે છે તેટલું જ નહિ પણ પોતાના નયના અંબુજથી શ્યામાઓ શ્યામને અતિ સુંદર બનાવે છે. "વિજયતામ્" કહી શ્રીરાધિકાજીને નિકુંજમાં ભગવાન પ્રદ્યાન કરવાનું કહે છે. ગોપીઓની સાથે રાસલીલા પુરી થઇ હવે કુંજમાં ગમન કરીએ.

શ્લોક ૯ ચચ્ચરી છંદ

પલ્લવારુણ પાણિ પંકજ સંગિ વેણુરવાકુલમ્ ।
ફુલ્લ પાટલ પાટલી પરિવાદિપાદસરોરુહમ્ ॥
ઉલ્લસન્મધુરાધર દ્યુતિ, મંજરી સરસાનનમ્ ।
વલ્લવીકુચકુંભકુંકુમ, પંકિલં પ્રભુ માશ્રયે ॥ ૯ ॥

પદ ૯ ભાવાર્થ

લાલ લાલ હાથ પાત, કમલ લજાયે જાત,
બંશી કલ હંસી જિન મોહી વ્રજનારી હૈ ।
પેખિપાદ પદ્મનકું, પાટલહુ સેત ભયે,
કમલ જાય ધસિપરે, સરવર મંઝારી હૈ ॥
મધુ ભરે અધરનમેં મંજરી મુસકાન ખીલી,
સુછાઇ લુનાઈ છબિ મુખ પર મહારી હૈ ।

ગોપી કુચકુંકુંમસોં, રંગીલો છબીલો શ્યામ,
જીવન ધન પ્રેમકો જાઉં બલિહારી કે ॥ ૨ ॥

હું પ્રભુનો આશ્રય લઉં છું ' જેના હસ્ત કમળમાં વેણુ છે. જે વેણુથી ગોપીઓને આકુલ કરી રહ્યા છે. અને પોતે પણ વ્યાકુલ છે. જેમના લાલ ચરણુ ગુલાબની શોભા ધારણુ કરે છે. જેમના અધરની કાન્તિ દ્વારા મુખકમલ શોભી રહ્યું છે. તથા જે વ્રજસુંદરીઓના કુચસ્થિત કુંકુમદ્વારા પંક યુક્ત થયા છે. તે પ્રભુનો આશ્રય કરૂં છું. અનાશ્રય મરણુ સમાન છે. તે પ્રભુ સર્વ સમર્થ છે. પોતાના આશ્રિત જનોના સર્વ મનોરથ પૂર્ણ કરનારા છે. બીજા દેવો જે આકાંક્ષાઓ પરિપૂર્ણ કરવા અસમર્થ છે. તે પ્રભુ શૃંગારરસનું દાન પણ કરે છે. માટે તેમને "મધુરિમ્ સ્વારાજ્યમ્" કહ્યા છે. તે નંદકિશોર અન્ય બધી કામનાઓને મટાડી સમુલ નષ્ટ કરી પોતાના વિષયક કામનાની ઉત્તરોતર વૃદ્ધિ કરે છે. તેટલા માટે જ ગોપિકાઓ કહે છે કે:—

"સંત્યજ્ય સર્વ વિષયાંસ્તવપાદ મૂલમ્" મહાનુભાવોને ભૌતિક કામનાઓ સમાપ્ત થાય છે. અને પ્રભુસંબંધી કામનાઓ પ્રદિપ્ત થાય છે. તે પ્રેમ પ્રભુ સંબંધી કામને કહે છે. માટેજ પ્રભુને પણ "કામાવતારાકુરમ્" કહ્યા છે. સર્વ ઐશ્વર્ય મય, સર્વ માધુર્યમય પ્રભુનો આશ્રય લેઈ કોઈ દેવદેવીની . આશ્રય લેવાની જરૂર રહેતી નથી. તેમના મુખકમલ, હસ્તકમલ, ચરણુકમલ, અત્યંત સુંદર, સુકુમાર, શીતલ, સૌરભમય કલ્પતરૂ જેવા છે. તેમના મુખકમલ, નેત્રકમલ, કરકમલ, નાભીકમલ, ચરણુકમલ કોઈપણુ અંગમાં નેત્ર ફસી જાય તો નિકળવા અસમર્થ થાય છે. ગોપીકાઓને તેમનાં ચરણુકમલ પ્રાપ્ત થયેલાં, ને તેઓ પછી તેમના "પૅદ ન ચલતસ્તવ પાદમૂલાત્" ચરણુકમલથી એક ડગલું પણ ખસી શકી નહિ. અને કહ્યું કે "તવપાદ રજ: પ્રપન્ના: પુરૂષ ભૂષણુ દેહી દાસ્યમ્" અમે તમારા ચરણુ રજની શરણુ છીએ. હે પુરૂષોમાં ભૂષણરૂપ અમને તમારૂં દાસ્ય આપો. આટલી બધી તેમની નિષ્ઠા જોઈ શ્યામસુંદર પ્રસન્ન થયા. આ કામ કંઇ

કલુષિત હૃદયના કામાંકુરનું નથી. પણ કામવિમોહિત હૃદયનો પ્રેમ અંકાર છે. વ્રજસુંદરીના રૂપમાં પ્રેમાચાર્યો મારી આરાધના માટે ઉભા છે. પછી રાસનો પ્રારંભ થયો. આરાધના આરંભ થઈ સર્વાંગથી સર્વાંગની પૂજા થઈ. વ્રજવનિતાઓએ દીર્ઘકાલ સુધી પોતાના સંતપ્ત હૃદય પર પ્રભુના ચરણકમલ ધારણ કરી પોતાની વ્યથાનું નિવારણ કર્યું. તેમના હૃદયમાં સાત્વિક વિકારના કારણે પ્રસ્વેદ પ્રગટ થયો. તેથી તેમના ઉરોજનો પંકરાગ પીગળીને પ્રભુનાચરણને શ્વેતારૂણ કર્યાં, તેથી જ "વલ્લવી કુચ કુંભ કુંકુમ પંકિલં પ્રભુમાશ્રયે" કહ્યું છે.

શ્લોક ૧૦ ઉપેંદ્ર વજ્રા છંદ

અપાંગ રેખા ભિર ભંગુરાભિ, રનંગ રેખા રસ રંજિતાભિઃ ।
અનુક્ષણં વલ્લવસુદરીભિ, રભ્યસ્યમાનં વિભુમાશ્રયામઃ ॥૧૦॥

પદ ૧૦ ભાવાર્થ

લખતમેં લજતિ જો નમિ નમિ તકતિ હૈ,
મોરિ કૈ મારતિ બસ નૈનનકી કોર હૈ ।
બોરિ બોરિ રંગન મેં, કાજર અનંગનમેં,
છોરત છબીલી ધાર બંધી ઇક ડોર હૈ ॥૧॥
અંગના ઈન અંગનમેં સાધે ઉમંગન ભરિ,
સિદ્ધિ હિતહેત કરિ લાયો "પ્રેમ" જોર હૈ ।
ગોરિન કે કોરન સોં કજરારે રૂપ વિભુ,
તાકે પદ તાકે હમ તાકેં નહીં ઓર હૈ ॥૨॥

લીલાશુકને રાસમંડલમાં સ્થિત કૃષ્ણની સ્મૃતિ થઈ તેથી પૂર્વશ્લોકની ચાકૃત આ શ્લોકમાં પણ "વિભુમાશ્રયામઃ" કહે છે. જે પ્રભુના મુખારવિંદ પર વ્રજસુંદરીઓની દૃષ્ટિ નિબદ્ધ થઈ ગઇ છે, તેવા પ્રભુનો આશ્રય અમો કરીએ છીએ.

"અપાંગરેખા" એટલે તિરછી નજરથી કટાક્ષ પૂર્ણ ચિતવન. તે તિરછી કટાક્ષ "અભંગુરા" એટલે ભંગવિના સતત અખંડ ચિતવન છે. ભ્રકુટી અને નેત્ર વાંકાં છે. પણ દૃષ્ટિની ધારા સીધી

છે. અભંગ ધારા પરાક્રમી છે. તે ધારાનું રૂપ શું છે? "અનંગ રેખા રસ રંજીતાલિઃ" તે ધારા કામ રસથી રંજીત છે. અંતરમાં અરૂણુ છે. બાહ્ય શ્યામાજંન છે. સિદ્ધ-પુરૂષો પોતાની દૃષ્ટિ પાત દ્વારા શક્તિપાત્ કરે છે. મીન પોતાની દૃષ્ટિપાતથી ઇંડાંને પોષણ આપે છે. તે સંતાનને જન્મ આપે છે. તેમ વ્રજાંગનાઓ પણ પ્રભુ તરફ દૃષ્ટિપાત કરીને પોતાના હૃદયના રંગને પાકો કરે છે. શ્રીકૃષ્ણુના ચિત્રને પોતાના માનસ પર અંકિત કરી વિયોગ સમયમાં જીવનાધાર બનાવે છે. તેથી નેત્ર ખોલી ખોલીને પ્રભુના મુખારવિંદનું અવલોકન કરી રહી છે. આ પ્રમાણે શ્રી વિગ્રહના મુખકમળનો વ્રજબાળાઓ અભ્યાસ કરી રહી છે.

શ્લોક ૧૧ ઔપચ્છંદસિક છંદ

હૃદયે મમ હૃદ્યવિભ્રમાણું, હૃદયં હર્ષવિશાલલોલનેત્રમ્ ।
તરુણું વ્રજબાલ સુંદરીણાં, તરલં કિંચન ધામ સંનિધત્તામ્ ॥૧૧॥

પદ ૧૧ ભાવાર્થ

યહ જ્યોતિ તરલ જિય જાગી રહે ।
ચલત ચરન ચંચલ ચપલા જ્યોં, અંગ અંગના લાગિ રહે ॥૧॥
અખિયાં તરલ હરે દુખ દુખિયાં, ભરિયાં રસ રંગ પાગી રહે ॥
વયસ કિશોર તરુણ તન લાજે, રસાનિસાન તહાં ગાજિ રહે ॥૨॥
"પ્રેમ" પ્રભુ સુદયા અખલન પૈ, મયા પ્રિયા પદ રાજી રહે ॥૩॥

"તરલ" એટલે ચેતનમયી ચંચળ સાકાર મારા હૃદયમાં બ્રહ્મ જ્યોતિ નહિ પણ તરલ જ્યોતિ પ્રવેશ કરો. પણ તેનું નામ શું? તો લીલાશુક "બાલનીલં," 'ધામ' "વિભુ" વગેરે કહે છે. કારણકે તે જ્યોતિ અનિર્વચનીય છે. ગોપનીય છે. ઉપવિષયોમાં પણ તે ગૂઢ વસ્તુ છે. "વ્રજબાલ સુંદરીણાં તરલ" એટલે યૌવન સાથે ભાવ વિલાસાદાથી અત્યંત પ્રગલ્ભ છે. ગોપીઓની ચેષ્ટાઓનું હૃદય છે. પ્રભુનું હૃદય તરલ, નયન તરલ, હસ્ત તરલ ચરણ તરલ સર્વાંગ તરલ એટલે ચંચળ છે. તે તરલ જ્યોતિ મારા હૃદયમાં નિવાસ કરો.

શ્લોક ૧૨ માલિની છંદ

નિખિલભુવનલક્ષ્મી, નિત્યલીલા સ્પદાભ્યામ્ ।
કમલવિપિનવીથી, ગર્વ. સર્વંકષાભ્યામ્ ॥
પ્રણમદભયદાનપ્રૌઢિ, ગાઢા. દતાભ્યામ્ ।
કિમપિ બહતુચેતઃ કૃષ્ણપાદામ્બુજાભ્યામ્ ॥૧૨॥

પદ ૧૨ ભાવાર્થ

એસે હી બહત રહે, ઉર બિચ રસ પ્રેમ ધાર,
તુવ પદ કમલન જો હૈ, કોઈ વિમલ સુખસાર ॥ ૧ ॥
સકલ ભુવન શોભા શ્રી લુકત ચરન નખ અગાર,
લક્ષ્મી ઉર લોભા અનિ, સેવત નિત અચલ હાર ॥ ૨ ॥
કમલનવન ગર્વ સકલ, દલત ચરન ગુન અપાર;
નમત સકૃદ્ હરત વિપદ દદત "પ્રેમ" વારિ ડાર ॥ ૩ ॥

આ વ્રજગોપીઓ મહાભાગ્યશાળી છે. કારણકે પ્રભુ સાથે રાસ લીલાનો ઉપભોગ કરી રહી છે. મને પણ ચરણારવિંદનું સાનિધ્ય પ્રાપ્ત થશે? "કિમપિ વહતુ ચેતઃ" ચેત એટલે મારૂં મન તેમના ચરણકમલ કે કથાકીર્તનાદિના સુખનું વહન કરો. તેનો આનંદ બ્રહ્માનંદ કરતાં પણ અનેક ગણો વધારે છે, પરહંસોને માલુમ છે. લક્ષ્મીજી જે ચંચળ છે. તે પણ તેમના ચરણારવિંદની સેવામાં સ્થિર છે. કારણકે પ્રભુ હૃદયમાંથી વિમુખ રશે. પણ તેમના પદાશ્રિતને નહિ તરછોડે. તે ચરણારવિંદ લક્ષ્મીજીના ગર્વનું ખંડન કરે છે. કમલાને તો રૂપનું લક્ષ્મીનું ગર્વ છે તે કામનાઓ વધારનારી છે. જ્યારે પ્રભુનું ચરણ તો કામનાઓને સમાપ્ત કરે છે. કમલા અજ્ઞાન અંધકારને વધારે છે. જ્યારે પ્રભુનાં ચરણ હૃદયના અંધકારને દૂર કરે છે, 'પ્રણયદભય દાન" એટલે પ્રણામ કરનારને અભયદાન આપે છે. ગજરાજ, દ્રૌપદિ, અંબરીષ, અજામિલ, વગેરેનાં દ્દષ્ટાંતો તેનો પુરાવો છે.

'હજારો ઘંટાનાદને પ્રભુ સાંભળતા નથી, પણ કીડીના ઝાંઝરનો અવાજ સાંભળે છે તેવાં કૃષ્ણનાં સુગંધ ચરણ છે. જે 'અખિલ ભુવન લક્ષ્મીનું નિત્યલીલાનું સ્થાન છે શરણાગતને અભયદાન

આપવા સમર્થ છે તે ચરણારવિંદથી મારા હૃદયને અપૂર્વ સુખ મલે. શ્રીરાધિકાજીએ તે ચરણારવિંદને હૃદયમાં ધારણ કરીને અપૂર્વ આનંદ પામતાં નિકુંજમાં પ્રવેશ કર્યો તેવા પણ ભાવ છે. હવે ચરણ કમળથી મટી (ખસી) એકદમ નજર મુખારવિંદ પર ગઈ. તેથી હર્ષિંદ થઇ.

શ્લોક ૧૩ માલિની છંદ

પ્રણય પરિણતાભ્યાં, શ્રીભરાલમ્બનાભ્યામ્ ।
પ્રતિપદ લલિતાભ્યાં, પ્રત્યહં નુતનાભ્યમ્ ॥
પ્રતિમુહુરધિકાભ્યાં, પ્રસ્ફુટલ્લોચનાભ્યામ્ ।
પ્રવહતુ હૃદયે નઃ, પ્રાણનાથઃ કિશોરઃ ॥૧૩॥

પદ ૧૩ ભાવાર્થ

એ નયન યુગલ ફુલ્લ વિમલ, મધુર પ્રણય સિંધુ ભરે ।
લાગં લગે લોભ જગે, લાડિલી તન લલક ઢરે ॥ ૧ ॥
અબહી ઓર અબહી ઓર, નવ નવ છબિ લલિત ખરે ।
બઢત છિન પ્યાસ "પ્રેમ" એસે ઉર વસહુ હરે ॥ ૨ ॥

। જે નેત્રો પ્રેમથી ભરેલાં છે, અત્યંત શોભા યુક્ત છે, પ્રફુલ્લિત છે, રસથી ભરેલાં છે, ક્ષણ ક્ષણમાં નવીન અને સુંદર લાગે છે તે મારા હૃદયમાં આવી વસો. પ્રેમનાં નેત્ર છે. જેમ સુવર્ણનાં આભુષણો સુવર્ણમય છે, તેમ સચ્ચિદાનંદ ઘનનાં કર, ચરણ, નાસિકા, નેત્ર, મુખ વગેરે પ્રત્યેક અંગ આનંદનું પરિણામ છે. (૨) રાધા પ્રેમથી નેત્ર પરિપૂર્ણ છે. તેથી સહેજ સુંદર, પ્રફુલ્લિત, વિસ્ફુરિત થઇ વિશાળ થયાં છે. અને મનને મંથર કરે છે. "પ્રત્યહં નૂતનાભ્યામ્" એટલે દિનપ્રતિદિન નવિન લાગે છે. અને પ્રત્યેક પલ (ક્ષણ) ભાવ બદલે છે. વસ્તુ નવિન લાગવાનાં બે કારણ છે. (૧) વસ્તુ બદલાય છે. (૨) દૃષ્ટિ બદલાય છે.

વાસ્તવિકમાં રૂપ શું છે? તેની કોઇ પરિભાષા નથી. કારણકે રૂપ નેત્રનો વિષય નથી. પણ પ્રેમનો વિષય છે. પ્રેમથી જે વસ્તુ જોવાય છે તેનું નામરૂપ છે. પ્રેમ નહિ તો રૂપ પણ નહિ.ભક્તને

ચરણારવિંદનાં દર્શન કરી ભાવનામાં સ્થિર થાય છે. અને પ્રાર્થના કરે છે કે મારા હૃદયમાં તે ભુવનાદ્રકારી તેજ સમ્યકરૂપથી ક્રીડા કરે. તેજ કેમ ક્રીડા કરે? તે તો ફેલાઈ જાય. તો કહે છે કે આપના ચરણકમળનું અમારા હૃદયમાં સ્મરણ કર્યું છે. એટલે પ્રભુચરણ હૃદયમાં સ્થિર થયાં છે. તે ચરણકમળ સંસારના વિષયોથી જડ થયેલા હૃદયને પણ કોમળ બનાવે છે. "ભુવનાદ્રયોજ" તે તો ત્રિભુવનને સરળ નરમ કરવાવાળાં છે. ચરણ સ્પર્શ તો શું? વેણુનાદ પણ પાષાણને પીગળાવે છે તો ચેતન હૃદયને દ્રવિત કરે તેમાં શું?

પ્રભુનું મુખકમલ "અવ્યાંજ મંજુલ" કપટ શુન્ય સહજ અનુરાગથી સુંદરતા યુક્ત છે. કપટનું મુળ સ્વાર્થ, કામના છે. તેનાથી તન અને મન દુષિત થાય છે. ભગવાન આપ્તકામ છે. તેમને તો ભક્તોની કામના તે તેમની કામના છે. જેમ કમલનું આસ્વાદન ભમરો કરે છે. તેમ હાવ ભાવ કટાક્ષથી પ્રભુ મુગ્ધ મનોહારી મુખવાળા દિસે છે. અને તેનું પાન આસ્વાદન શ્રીગોપીકાઓજ કરે છે. તેટલું જ નહિ પણ તેમની બંશીના ધ્વનીનું પણ તેઓ આસ્વદન કરે છે. "મુખામ્બુજમુગ્ધ ભાવ" નો અર્થ ઉપર કહ્યો તે છે.

બધી ગોપીકાઓ તો ત્યાં જેમની તેમ દોડી આવી. પણ રાધા હજુ પણ આવ્યાં નથી. તેથી પ્રભુએ ચાર વાર ગણી બંશી બજાવી. પણ રામેશ્વરી રાધા હજુપણ ના આવ્યાં તેમના સિવાય તો રાસ થઇજ ના શકે તેથી રાસ ન થયો, અને ગોપીકાઓને પ્રભુએ પાછાં કાઢયાં અને કહ્યું કે જુઓ મેં તો શરદ પૂર્ણિમાએ રાસ રમવા વચન આપેલું. વસંત પૂર્ણિમાને દિવસે નહિ. માટે છ માસ પ્રતિક્ષા કરો. ગોપીઓ પાછી ફરી તેઓ સર્વોચ્ચ પરીક્ષામાં પાસ ના થઈ તેથી મુરલી નાદના બે અક્ષર 'પરા' વિદ્યા 'રાધા' મંત્રનો જપ કરવા લાગી.

અંત રંગ અર્થ—રાધિકાજીને યમુના તટના નિકુંજ જ્યાં જવાની વેણુનાદ કરી પ્રભુ પ્રેરણા કરે છે. તે વેણુનાદની ચતુરાઇ

અન્ય ગોપીકાઓ સમજી શકી નહીં. કેવળ રાધિકાજી જ સમજ્યાં. તેથી કવિ કહે છે કે "મદીયાનાં સખાજનાનાં હૃદયે" એટલે અમે સખીઓના હૃદયમાં "ભુગ્નાદકારી" તેજ પ્રભુ વિહાર કરો.

શ્લોક ૧૬ અનુષ્ટુપ છંદ

મણી નૂપરવાચાલં વંદે તત્ ચરણં વિભો ।
લલિતાનિ યદીયાનિ લક્ષ્માણિ વ્રજવીથિષુ ॥૧૬॥

પદ ૧૬ ભાવાર્થ

છમ છમાત વ્રજ વીથીપગ, છાપ અમર હૈ જાત ।
અમરા ગણ લલચાત નિત, વંદો પદજલજાત ॥૧॥

હવે લીલાશુકને શ્રીકૃષ્ણ વૃંદાવનની વિથી એટલે ગલીઓમાં વિચરી રહ્યા છે. તેમના નુપુરમણીમય છે તેનો મધુર ધ્વનિ સંભળાય છે. અને વૃંદાવનના માર્ગો તેમના મનોહર ચરણોથી અંકિત થયા છે તેમ ભાવ આવે છે. તેથી "વંદેતત્ ચરણંવિભો" તેમ પ્રાર્થના કરે છે. "વિભુ" એટલે સર્વરૂપ ગુણ નિધિ સમર્થ પ્રભુ. "વાચાલ" શબ્દ સંસ્કૃતમાં નિંદાજનક છે. પણ નુપુરનો શ્રીકૃષ્ણના ચરણનો સંગ થવાથી જે મધુર શબ્દ થાય છે તે એક ગુણ બને છે.

તે નુપુર ધ્વનિ પણ દિવ્ય છે. પ્રણયનાદ જનક છે. હંસ હંસીનીનો સમુહ તે શબ્દનું કંઠસ્વરથી અનુકરણ કરવા પ્રયાસ કરે છે પણ નિષ્ફળ થાય છે. તેથી નુપરધ્વનિને પોતાના ગુરૂ માને છે.

ચરણાનિ લલિતાની શા માટે? કારણકે તે ચરણોમાં ધ્વજ, વજ્ર, અંકુશ, કમલ, વગેરે સોળ ઉત્તમ ચિન્હ છે. તે યમુનાના તટ પર સ્પષ્ટ દેખાય છે. શ્રીકૃષ્ણનાં ચરણમાં વ્રજની નિજ સંપતિ છે. ફક્ત વ્રજમાંજ પ્રભુ ઉઘાડા પગે વિચરી વ્રજભૂમિને ગૌરવંતી કરી છે તે ભાગ્ય મથુરા, દ્વારકા અયોધ્યા, વૈકુંઠ ધામને પણ મલ્યું નથી. જે ચરણરજ માટે યોગીઓ જન્મ-જન્માંતર સાધના કરે છે, કઠોર તપસ્યા કરે છે, તે ચરણ સમુહ

વ્રજવાસીઓને સહજ પ્રાપ્ત છે. "વંદેતત્ ચરણામ્ વિલો" એટલે (લીલાશુકે) તે ચરણારવિંદને નમન કર્યું તે અર્થ છે.

અંતરંગ અર્થ શ્રીરાધિકાજી પ્રભુના સંકેતથી નિકુંજમાં પધાર્યા. ગોપીઓ તે જાણતી નથી. શ્રીકૃષ્ણે પણ અન્યાલક્ષિત ભાવથી શ્રીરાધિકાજીનું અનુગમન કર્યું. આ લીલાની સ્ફૂર્તિ થવાથી લીલાશુકે તે ચરણારવિંદને નમન કર્યું.

શાસ્ત્રમાં શ્રીકૃષ્ણના ચરણમાં ૧૬ ચિન્હ કહ્યાં છે.

જમણા ચરણમાં— ૧ સ્વસ્તિક, ૨ અષ્ટકોણ, ૩ યવ(જવ) ૪ જાંબુ, ૫ વજ્ર, ૬ ધ્વજા, ૭ ઉર્ધ્વરેખા, ૮ અંકુશ ૯ કમલ આ નવ ચિન્હ છે.

ડાબા ચરણમાં— ૧ મીન (મચ્છ); ૨ ત્રિકોણ, ૩ કલશ, ૪ ઈંદ્રધનુષ્ય, ૫ આકાશ, ૬ ગોપદ, ૭ અર્ધચંદ્ર, આ સાત ચિન્હ છે.

શ્લોક ૧૭ મંજુ ભાષિણી છંદ (દીનતાના તરંગો)

મમ ચેતસિ સ્ફુરતુ વલ્લવી વિભોર્મણિ નુપુરપ્રણયિમંજુશિંજીતમ્ ।
કમલાવને ચર કલિંદ કન્યકા કલહંસ કંઠકલ કૂજિતા દતમ્ ॥૧૭॥

પદ ૧૭ ભાવાર્થ

કાલિંદીકે કૂલ હરિ, વિહરત પદ ઝંકાર ।
સુનિ લાજેં કલ હંસ કુલ, દેત "પ્રેમ" જયકાર ॥ ૧ ॥
વન કૂજત કલ હંસ હૈ, તન ગુંજત કલ હંસ ।
મન ખુજત કલ હંસકો જન યાચત કલ અંસ ॥ ૨ ॥

જે ચરણને ધ્વનિ સમૂહ અહરનિશ શોધે છે, તે ચરણ મારા હૃદયમાં ઉદય પામો. અરે તે ચરણ પોતાની ઈચ્છા મુજબ ભલે વ્રજ વિથિઓમાં વિચર્યા કરે. પણ તેમના વાચાલ નુપુરનો અવાજ મારા કાનમાં સંભળાયતો પણ હું કૃતાર્થ થાઉં. "મંજુ શિંજિતમ્" એટલે મધુર અવાજ. "કમલાવનેચર" લક્ષ્મીજીના નિવાસસ્થાન કમલવનમાં ફરવાવાળા "કાલિંદીની મનોહર હંસ" તેમના કંઠનો અવાજ મીઠો હોય છે. તે કોણ? "પરમહંસ

મહામુનિકૂલ" તેમ કહે છે. તે પ્રાકૃત નહિ પણ અપ્રાકૃત છે તે પ્રભુ વિભુ સ્વરૂપ છે. ઐશ્વર્ય 'વાત જવા દઈએ તો પણ (૧) માધુર્ય લીલામાં માખણુ ચોરવામાં પણ નિષ્ણાત છે. (૨) હાથ બંધાવવામાં પણ સમર્થ છે. (૩) વાહન બનાવવામાં પણ સમર્થ છે. (૪) મનીયાર થઈ રાધિકાજીને ચુડી પહેરાવવામાં પણ સમર્થ છે. સ્વતંત્ર હોઇને પણ પ્રેમ પરતંત્ર છે.

કમલવન સુશોભિત યમુના તટની નિકુંજમાં રાધાકૃષ્ણ વિલાસ રસમાં મગ્ન છે. વિહાર કાળમાં તેમના નુપરનો ધ્વનિ બહાર સખીઓને સંભળાય છે. લીલાશુક પણ એક ચિત્તથી તે મનોહર ધ્વનિ સાંભળે છે. અને અતિ ઉત્કટ થઈ ધ્વનિ કાનમાં પડતો રહે તેમાં રાચે છે. કારણકે આ કલરવ નિકુંજની બહાર આવી શબ્દ બ્રહ્મ પ્રણવની ઉત્પત્તિ કરે છે. શબ્દ બ્રહ્મ બે પ્રકારના છે. (૧) ધ્વનિરૂપ. (૨) વર્ણરૂપ. પ્રથમથી મહત્ અહંકાર પાંચ તન્માત્રા, પંચભુત, પ્રાકૃત સૃષ્ટિની ઉત્પત્તિ છે. (૨) બીજાથી વેદ, મંત્ર, તંત્ર, શાસ્ત્ર, પુરાણી વગેરેની ઉત્પત્તિ છે. આ બધી પ્રાકૃત સૃષ્ટિ છે. જે પ્રણવથી ઉત્પન્ન થાય છે. અપ્રાકૃત ધામની ઉત્પત્તિ કામ બીજથી રસથી થાય છે. કામ બીજની રસની ઉત્પત્તિ નિકુંજસ્થ મંજુકલરવ છે. તે સર્વોપરિ અને સ્વતંત્ર છે. વૃંદાવનમાં શ્રીહરિ પ્રિયા નિત્ય વિહાર સ્વતંત્ર છે.

શ્લોક ૧૮ લલિતગતિ છંદ

તરૂણી રુણકરુણામય વિપુલાયત નયનં ।
કમલાકુચ કલશીભર, વિપુલીકૃતપુલકં ॥
મુરલીરવતરલીકૃત, મુનિમાનસનલિનં ।
મમ ખેલતુ મદ ચેતસિ, મધુરાધરમમૃતં ॥૧૮॥

પદ ૧૮ ભાવાર્થ

વિન પિયે મદ માતે રતિ રસ રંગ નૈન,
બાતેં દુખિયાનકી કાનન જાય કહી હૈ ।
કમલા વનરાની મહારાની કી સેવા કરે,
દાન હેમ કલસ પાય ફૂલી અંગ મહી હૈ ॥ ૧ ॥

મુનિ મૌન ભંગ કરિ મુનિ મૌન ભંગ કરે, -
મુનિન ગુરૂ મુરલીએ બાજ ગાજ રહી હૈ ।
અમૃત કિત ઢૂંઢે મન દેખ કયોં ન શ્યામ તન,
અમૃત તો મધુરાધર, ઓર નહીં નહીં હૈ ॥ ૨ ॥

પૂર્વશ્લોકમાં દીનતાના તરંગો છે. આ શ્લોકમાં હર્ષનો સંચાર છે. કારણકે શ્રીકૃષ્ણનાં સર્વાંગ દર્શનની ભાવના છે. ફક્ત નુપુર ધ્વનિથી લીલાશુક સંતોષ માનતા નથી. મનમાં કોણુ ખેલ્યાં કરે. "અમૃતમ્" જે પરમાનંદ સ્વરૂપ છે. પણ તેનો કંઈ આકાર તો હશે ને? હા, તેના અધર મધુર છે. તેના પર બંશી છે. બંશી પર બે વિશાળ નેત્ર છે. અને શરીર મધુર સુવાસથી સુશોભિત છે. કોઇ દેવામૃતથી અમર થયો સાંભળ્યો નથી. પણ અધરામૃત, ચરણામૃત, નામામૃત, પી મરીને પણ અમર થયા છે. જે આ મધુર રસ વિગ્રહનાં દર્શન, શ્રવણ, કીર્તન કરે છે તે પરમ માદક રસનો સંચાર થાય છે. તે કૃષ્ણનો શ્યામવર્ણ, કિશોરવય, ક્રીડાઓ, દગભંગી, એકાદશ ઈંદ્રિયો, અંગભંગી, વચનભંગી દેહરૂપ ભૂષણ, પદ, બંશી વસ્ત્ર પિતાંબર કટિ–કાછની વગેરે કેટલું વર્ણવીએ તેટલુંજ નહિ ભૂષણનો ધ્વનિ, બંશીધ્વનિ ચરણરજ, મુખનું તાંબુલ મોરપીંછ ગુંજામાલા વનમાલા વગેરે સર્વે મધુરાધિપતિનું મધુરજ છે. તેમનાં નેત્ર -અરૂણ છે કરૂણા પૂર્ણ છે અને આકારમાં વિશાળ છે. "કમલાકુચ કલશી ભરવિપુલી કૃત પુલક" છે. કમલા એટલે અત્રે લક્ષ્મીજી નહિ, પણ શ્રીરાધિકાજી છે. જે કૃષ્ણ રૂપ ભગવાનનું પરમ સ્વરૂપ છે. લક્ષ્મી ઐશ્વર્યમયી છે. રાધિકાજી માધુર્યમયી છે. એવાં શ્રીરાધિકાજી તેમના કુચકલશ અનુરાગ રસસાર સરોવર છે. તેમના દર્શનથી અને સ્પર્શથી શ્રીકૃષ્ણ પુલકિત થાય છે. અરે તેમના નિલાંબરના છેડાના વહનના સ્પર્શથી પણ કૃતાર્થ થાય છે. પાઠક સાવધાન!!! મદન જેની છાયાથી મૂર્છિત થાય છે, તે મદનમેહન પ્રભુની મહાભાવ સ્વરૂપિણ શ્રીરાધાજી સાથે દિવ્ય ઉજ્વલ કામ વિલાસ છે આગલા ચાર શ્લોકમાં પણ ક્રીડા રસનો

આસ્વાદન છે. માટે-યુગલ વિહારીના ચરણોમાં પ્રાર્થના કર. ગૌરશ્યામયુગલ પોતાના આ મંદ અને શીતલ મકરંદદ્વારા મારી ઘોર અતિ જ્વલંત ભવજ્વાળાને શાંત કરે.

ને ભવજ્વાળાહારી, પાવન ઉજ્વલ પ્રશાંતકારી પ્રભુ લીલાનું અનુશીલન કરે. તે કૃષ્ણ પોતાની 'મુરલીધ્વનિદ્વારા' મુનિઓના કઠોર ચિત્તને પણ કોમળ બનાવે છે.' "મુરલીરવતરલીકૃતમુનિ માનસ" તેઓ સમાધિસુખનો ત્યાગ કરી, કૃષ્ણ પ્રતિ આસક્ત થાય છે. ભગવાન કૃપા કરી કોઈને પણ પોતાના દિવ્ય' શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, તથા ગંધમાંથી એકનું પણ આસ્વાદન કરાવે તો શુક, સનકાદિક, શિવ, બ્રહ્માજી' માફક બ્રહ્મસમાધિ ભંજ થઈને ત્રિભંગી સ્વરૂપ સમાધિને પ્રાપ્ત થાય.

અથવા તો મુનિ એટલે મૌન રાખનાર શ્રીરાધિકાજીનું મૌન-ભંગ મુરલીધ્વનિ કરે છે.

શ્લોક-૧૯ વસંતતિલકા છંદ

આમુગ્ધમર્ધનયનામ્બુજચુમ્બ્યમાન-<br>
હર્ષાકુલવ્રજવધૂમધુરાનનેન્દ્રોઃ ॥<br>
આરબ્ધવેણુરવમાત્તકિશોરમૂર્તે-<br>
રાવિર્ભવન્તુ મમ ચેતસિ કેઽપિ ભાવાઃ ॥૧૯॥

પદ-૧૯ ભાવાર્થ

જા ભાવને મમ હરિ હુ કો હર્યો, મુરલી ધર અધર બજાય દઈ;<br>
જા ભાવને રંગ કિશોર ચઢાય, મરોરિ કે અંગ ત્રિભંગ લઈ.<br>
જા ભાવ સોં મુંદ મુંદ કરિ અંખિયાં, મુખ ગોરિન ચંદ્ર લુભાય રઈ;<br>
સોઈ ભાવ દયા કરિ આય મેરે ઉર, "પ્રેમ" એ પતિયા ડાર દઈ.

હવે લીલાશુકને રાસવિલાસી રૂપની આકાંક્ષા છે. મારા ચિત્તમાં કોઈપણ ભાવનો સમ્યકરૂપથી ઉદય થાઓ. "આત્તકિશોર-મૂર્તેઃ" કરોડો મન્મથના મનને પણ મંથન કરે તેવી મનોહર નટનાગર કિશોરમૂર્તિ તે કેવી છે? તો જેણે મુરલીનાદ શરૂ કરી, બધાને વશ કર્યા છે. કેવળ રૂપથી કૃષ્ણ મનોહર છે તેટલું જ નહિ, પરંતુ અનિર્વચનીય ભાવોથી પણ કૃષ્ણ સુંદર છે. તે કેમ ? તો

"માનસો ભાવ"-મનના વિકારોનું નામ પણ ભાવ છે. તો અનિર્વચનીય કેમ ? તો કહે છે કે "ભગવાનડપિ રંતું મનશ્ચક્રે" સર્વથૈ પરિપૂર્ણ ભગવાને પણ વૃંદાવનની શરદપૂર્ણિમાની શોભા જોવા મનને સ્વીકાર કર્યું. અ-મના હોવા છતાં મનનું નિર્માણ કર્યું. ભગવાનનું વિગ્રહ સ્વરૂપ આનંદ સ્વરૂપ છે. એટલે તેમને અંતઃકરણ કે મનના નામની પ્રાકૃત ઇંદ્રિયો હોતી નથી. સૃષ્ટિની રચના પાલન પોષણ સંહાર કેવળ તેમના સંકલ્પ માત્રથી થાય છે. પણ વ્રજમાં માખણચોરી કરે છે, યશોદાનાં સ્તનપાન કરે છે, વાછરડાં શોધવા પોતાના પગે જંગલમાં ઘૂમે છે તાત્પર્ય કે અલૌકિક ક્રિયાઓ સંકલ્પ માત્રથી કરે છે. પણ લૌકિક ક્રિયાઓ માટે ચેષ્ટા કરે છે. બ્રહ્મા વાછરડાં ગ્વાલ વગેરેને ચોરી ગયા, તો સંકલ્પથી સૃષ્ટિ ગ્વાલ (વાછરડાં વગેરે) રચી. પણ માખણના લોંદા કેવલ સંકલ્પથી સંપન્ન નહિ થઈ શકે. માટે મન સહિત રસોચિત ભાવની આવશ્યકતા છે. મન કેમ નિર્માણ કર્યું ? તો કહે છે કે ગોપીઓ સાથે રમણ કરવા માટે.

તે આપ્તકામ સંપૂર્ણાનંદની રમણ-ઇચ્છા છે. તેથી આનંદ ભૂમિકાથી નીચી કામલીલા નહિ, પણ ઉચ્ચતર ભૂમિકાનો પ્રેમ લીલા છે—આલ્હાદિની શક્તિનો આત્મવિલાસ છે. માટે "આત્ત-કિશોરમૂર્તિઃ" કોટિ મદન મોહન કિશોર સ્વરૂપ ધારણ કર્યું. જેમ બાલ્યરૂપથી વાત્સલ્ય રસનું દાન કર્યું તેમ, કિશોરરૂપથી મધુર રસનું આદાન પ્રદાન સંભવ છે. ભગવાનના હાથને કોણે બાંધ્યા ? માતા યશોદાના વાત્સલ્ય પ્રેમે જ. લીલાશુકને પણ ગોપી-ઓના મધુર ભાવનો સ્વાદ કરવા માટે મન થાય છે. બ્રહ્માનંદને પણ મધુર રસ લઘુ કરે છે. વેદની શ્રુતિઓ જેને માટે લાલસા રાખે છે, તે વૃંદાવનનો નિત્યલીલાનો રાસ છે. તે જીવનાં મન, વાણી, બુદ્ધિથી અગોચર છે. તે તો ગોપીઓની કે વૃંદાવન-વાસીઓની કૃપાથી જ અનુભવમાં આવે છે. પ્રભુના પ્રત્યેક અંગ ઇંદ્રિયમાં પ્રત્યેક ઇંદ્રિયના ધર્મ છે. નેત્ર દેખે છે, સાંભળે છે, અને ચાલે પણ છે. તેમ જ દરેક ઇંદ્રિયનું સમજવું. સર્પની શ્રવણ-ઇંદ્રિય જો જોઈ શકે તો પ્રભુ માટે આ નવાઈની વાત નથી.

અંતરંગ લીલામાં-રાધિકાજીને કેલિ લીલાની લાલસા થતાં શ્યામ અંકમાં ડાબી બાજુએ બિરાજમાન થયાં છે. અને શ્રીકૃષ્ણ અર્ધમુકુલિત નેત્રદ્વારા રાધિકાજીનાં દર્શન કરી રહ્યા છે.

શ્લોક ૨૦-પૃથ્વી છંદ

કલક્વણિતકંકણં,કરનિરુદ્ધપીતાંબરં
કલમપ્રસૃતકુંતલં,ગલિતબર્હભૂષં વિભોઃ ॥
પુનઃ પ્રકૃતિચાપલં, પ્રણયિનીભુજાયંત્રિતં
મમસ્ફુરતુ માનસે, મદનકેલિશય્યોત્થિતમ્ ॥૨૦॥

પદ ૨૦-ભાવાર્થ

જબ પીતાંમ્બર કર તાન ગહે, તમ કર કંકણ કલ ગાન કિયો;
ઇત કુંતલ આનન આન રસે, ઉત મોરપખા હરિ માન દિયો.
ઉન ચંચલ હોય તન પીત ગહે, ઈન ચપલા બનિ ઘનશ્યામ લિયો;
યહ બાત મિલૈ કૈ આત મિલૈ, પૈ આજ મિલે અસ "પ્રેમ" હિયો.

મારા હૃદયમાં પ્રભુની ઉત્થાન માધુરી પ્રકાશિત થાય, જ્યાં કંકણનો મધુર અવાજ વધાઈ દઈ રહ્યો છે. જલધર સ્વરૂપ શ્યામ ચપલ છે, નિત્ય તૃષાતુર છે. બંધનમાં રહે છે તે માટે "પ્રણયિનીભુજાયંત્રિતમ" કહ્યું. મિલન પછી પુનઃમિલનની લીલાની સ્ફુર્તિ છે પ્રભાત સમીપ છે. નંદભવનના દ્વારે ગોપ બાલકો કનૈયાના દર્શન માટે આવ્યા છે. તેમની સાથે કલેક કરી ગોચારણ કરવા માટે જવું છે. તેથી નંદદ્વાર પર કોલાહલ છે. અહીં ગોપીઓ વાસ્તુ પૂજન કરી, દહીં મંથન કરતાં 'ગોવિંદ માધવેતિ' ગાઈ કીર્તન કરે છે.

અંતરંગ લીલામાં-પૂર્વ કહેલ લીલાવિલાસ પૂરો થયો, અને શ્રીરાધાકૃષ્ણ રાસથી અંતર્હિત થઈ એકાંત વિહાર કરે છે. બંનેના રમણ વિલાસથી કંકણોનો કલધ્વનિ થાય છે.

શ્લોક ૨૧-શાર્દૂલવિક્રીડિત

સ્તોકસ્તોકનિરુધ્યમાન મૃદુલપ્રસ્યંદિમંદસ્મિતં
પ્રેમોદ્ભેદનિરર્ગલપ્રસૃમરપ્રવ્યક્તરોમોદ્ગમમ્ ॥
શ્રોતું શ્રોત્રમનોહરં વ્રજવધૂલીલામિથો જલ્પિતં-
મિથ્યાસ્વાપમુપાસ્મહે ભગવતઃ ક્રીડાનિમીલદ્દૃશઃ ॥૨૧॥

પદ ૨૨-ભાવાર્થ

વ્રજવધૂ કુંજદ્વાર હોરે બતરાત મધુ,
 સ્યામ મુંદિ નૈન પોઢે કૌતુકે સુહાયો હૈ;
ઉઠત ઉફાન હિયો તન મન સબ ભીજિ ગયો,
 રોકત બહુ જતન કરિ અંગન ઉઝરાયો હૈ.
આઈ નૈન ગંડનમેં મંદ મૃદુ અલક હૈંસી,
 પુલકિત રોમ હર્ષ વદનન મેં છાયો હૈ;
નિહારિ વ્રજનારી જુ વારિ "પ્રેમ" કહતિ હૈ,
 કૃષ્ણ સોં હુ કૃષ્ણકપટ હમેં અતિ ભાયો હૈ.

અહીં પ્રભુની કપટ નિદ્રાનું વર્ણન કરે છે. અહીં ભગવાન કરતાં ભગવાનની લીલાનો મહિમા અધિક ગાયો છે. લીલાદ્વારા જ ભગવાનમાં બોલે રૂપ તથા ગુણ જગતમાં પ્રાપ્ત થાય છે. કેવળ મનુષ્ય પર નહિ, પણ પ્રાણી માત્ર પર અનુગ્રહ કરવા ભગવાન અનાદિ કાલથી મનુષ્ય દેહ ધારણ કરી, ક્રીડાઓનો સ્વીકાર કરે છે, ને તે લીલાઓ સાંભળી, મનુષ્ય ભજનમાં લાગી જાય છે. પ્રભુનો અવતાર કેવળ રાક્ષસોના સંહાર માટે નથી; તે કાર્ય તો સંકલ્પ માત્રથી પ્રભુ કરી શકે છે. અવતારલીલા તો જીવોને શિક્ષા માટે છે. માટે જ ભક્તોની આસક્તિ ભગવાન કરતાં તેમની લીલાના ગાનમાં વધારે હોય છે. લીલાદ્વારા પ્રભુનું સ્વરૂપ ચમત્કારિક રીતે સ્ફુરે છે.

ભગવાન નિરાકાર કરતાં સાકાર સ્વરૂપમાં મધુર છે. તથા પૂર્ણ ભગવાન છે સાકારમાં પણ લીલાવતાર મધુરતર છે.

અવતારોમાં પણ મહારાજાધિરાજથી વ્રજસખા મધુરતર છે. પણ તેના કરતાંય ગોપીજનવલ્લભ વિશેષ અને સર્વોત્તમ છે. રાધાકૃષ્ણ અમૃત છે, તેથી "રાધાપ્રિયં ગોવિંદ" આટલા બધાં મધુર બિલ્વમંગલને લાગે છે. તેમની કપટનિદ્રા કેમ? વ્રજ વધૂઓની અનેક રસીલી વાતો સાંભળવા કૌતુક લાલસા છે. તેઓએ કૃષ્ણને પ્રેમપાશથી બાંધ્યા છે. ભગવાનનાં નેત્ર બંધ છે. પણ મંદ હસી રહ્યા છે, અને ગંડ (કપોલ) પર હાસ્ય છે. તેથી તેમની કપટનિદ્રા છે. ભગવાન તે મંદ હાસ્યને રોકી શકતા

નથી. તેથી "નિર્ગલપ્રસૃમર" એટલે નિરંકુશ રીતે વહે છે. કારણ કે શ્રીઅંગમાં રોમાંચનો પ્રકાશ સ્પષ્ટ દેખાય છે. હાસ્યના ૭ પ્રકાર છે.

(૧) સ્મિત—દાંત દેખાય નહિ. કેવળ કપોલ પર હાસ્ય દેખાય તેને સ્મિત હાસ્ય કહે છે.

(૨) હસિત—હસતાં ફક્ત દશનાવલી (દાંત) દેખાય, તેને હસિત હાસ્ય કહે છે.

(૩) વિહસિત—જેમાં દાંત સાથે શબ્દ પણ સ્પષ્ટ પ્રગટ (દેખાય) થાય, તેને વિહસિત હાસ્ય કહે છે.

(૪) અવહસિત—દાંત, શબ્દ પ્રકટ (દેખાય) થાય, ઉપરાંત નાક ફૂલે ને નેત્ર સંકોચાય તેને અવહસિત હાસ્ય કહે છે.

(૫) આહસિત—એટલું હસે કે આંખમાં આંસુ આવી જાય, તેને આહસિત હાસ્ય કહે છે.

(૬) અતિહસિત—હસવા સાથે આખું શરીર હાલવા લાગે, તેને અતિ હસિત હાસ્ય કહે છે.

પ્રથમ પ્રકારનું હાસ્ય ઉત્તમોત્તમ છે. ક્રમસર બીજું ત્રીજું એમ ઉતરતા પ્રકારનાં છે. પાંચમા તથા છઠ્ઠા પ્રકારના હાસ્યને શિષ્ટજનો પસંદ કરતા નથી. બ્હેનો માટે તો પહેલા ત્રણ પ્રકારનાં હાસ્ય જ શાસ્ત્ર કહે છે.

ગોપીઓ વંશી સાથે જેટલો પ્રેમ કરે છે તેટલું વૈર પણ કરે છે. તેઓ તે બંસીને ચોરવા અનેક તક શોધે છે.

બીજી લીલામાં સવાર થતાં ગોપીઓ અનેક નિમિત્તે નંદભવનમાં આવે છે. અને યશોદા માતાને પ્રાર્થના કરી, લાલાનાં દર્શન કરે છે.

અંતરંગ લીલામાં—શ્રીરાધિકાજી કુંજમાં વિલાસ કરી, બહાર આવી, સખીઓને મળે છે. પ્રભુ કુંજમાં સૂઈ રહે છે. તે તેમની વાતો સાંભળે છે.

પ્રથમ શ્લોકમાં મંગલાચરણ, બીજા અને ત્રીજા શ્લોકમાં વસ્તુનિર્દેશ, અને ચારથી એકવીશ શ્લોકમાં વિરહજન્ય તીવ્ર દર્શન-ઉત્કંઠાનું વર્ણન મે. હવે બાવીશમા શ્લોકથી પંચાવન શ્લોક સુધી પોતાની નિષ્ઠાનું વર્ણન છે-ઉલ્લેખ છે.

શ્લોક ૨૨-ઉપેંદ્રવજા છંદ

વિચિત્રપત્રાંકુરશાલી, બાલા સ્તનાતન્રં યામ વનાન્તરં વા ।
અપારય વૃંદાવનપાદલાસ્યમુપાસ્યમન્યં ન વિલોકયામ ॥૨૨॥

પદ ૨૨-ભાવાર્થ

કર્મ ફાંસ ગર ડારિ પ્રભો, જહાં-તહાં લૈ જાવ ।
આસ ઉપાસ ન છૂટિ હૈ પર્યો સહજ સુભાવ ॥
પર્યો સહજ સુભાવ, છૂટૈ ન નારિ ઉર રમે ।
ચાહે ઘરહિ વસાવ, ચાહે વનવનમેં ભ્રમે ॥
દેખોં સુનોં ન ઔર, કૌન કૈસો ઉપાસ હૈ ।
વૃંદાવન કરે નૃત્ય, "પ્રેમ" પ્રભુ સોઈ ખાસ હૈ ॥

ભક્તકવિ પોતાની અનન્ય ઉપાસનાના કારણે ભાવાવેશમાં પૂર્ણ છે. 'રાધાકૃષ્ણ સિવાય બીજા કોઈનું મુખ પણ નહિ જોઉં, તેમની ઉપાસના એ એક જ મારૂં કર્તવ્ય છે,' વગેરે કહે છે. તેમનું મન પ્રથમ શ્રીરાધાકૃષ્ણના ચરણમાં ગયું પછી મુખની વિલાસમાધુરીના દર્શનની આકાંક્ષા થાય છે. આટલી ઉંચી સ્થિતિમાં પણ પૂર્વ અવસ્થાની ઘોર વિષયવાસના યાદ આવે છે. ને પોતાને મહા દીન અયોગ્ય કુપાત્ર સમજે છે. (માને છે.) અને કહે છે કે ક્યાં રાધા-કૃષ્ણ સરકારનું યુગલ સ્વરૂપ, અને ક્યાં વિષયાસક્ત જીવ? તેમનું મન માયાના પ્રબલ પ્રવાહમાં પડતાં દીન બને છે, ને આર્ત થઈ પ્રાર્થના કરે છે કે ચાહે મારે રમણીના હૃદય પર જવું પડે અર્થાત વિષય ભોગ ભોગવવા અગર ત્યાગી થઈ વનમાં રહેવું પડે, તે આપની ઇચ્છાની વાત છે. આપ યંત્રી અને હું આપના હાથનું યંત્ર છું. પણ મારી તો એક જ ઈચ્છા છે કે હું તો વૃંદાવનવિહારીના સુંદર ચરણ સિવાય બીજા કોઇનું હૃદયમાં ચિંતન ના કરૂં.

ભગવાન નિકુંજમાં શયન કરે છે. નિકુંજ બહાર શ્રીરાધિજી સખીઓ સાથે પરિહાસ કરે છે. લીલાશુક પોતાને હુકમ મલે છે કે "રાસલીલા માટે ફૂલ વીણી લાવો." હુકમ મળતાં એ ત્રણ સખી સાથે ફૂલ વીણવા ચાલ્યા. પછી વિચાર આવ્યો કે રાધાજી પાસે જાઉં કે સખીઓ સાથે વનમાં જાઉં. સેવાભાવ આવતાં વનમાં જવા વિચાર્યું. પણ નિર્ણય ન કરી શકવાથી "સ્તનાંતરં વા વનાંતરં વા" બોલે છે

શ્લોક ૨૩-ઇંદ્રવજ્રા છંદ

સાર્ધં સમૃદ્ધૈરમૃતાયમાનૈરાતાયમાનૈર્મુરલીનિનાદૈ: (વિનોદૈ:) ।
મુગ્ધાભિષિક્તં મધુરાકૃતીનાં બાલં કદા નામ વિલોકયિષ્યે ॥૨૩॥

પદ ૨૩-ભાવાર્થ

હા હા કબ દેખોં સોઇ બાલ ।
અધર ધરે મુરલી જો બજાવત, સપ્ત સ્વરનસોં રસાલ ।।
ગાન તાન બંધાન આલાપત, વ્યાપત સ્વર્ગ પાતાલ ।
અજ શિવ નારદ શારદ મોહત, કૌન રાગ કહા તાલ ॥
ચેતન ચેત ન જડ હોયઁ ચેતન, મુરલી અમૃત નાલ ।
"પ્રેમ" બજાવત આવહુ મેરે, મધુર જનન ભૂપાલ ॥

જેમ જેમ પ્રીતિ પ્રભુ માટે વધે છે તેમ તેમ ભક્તમાં દીનતા વધે છે, એ ભક્તિમાર્ગનો નિયમ છે. તેથી કહે છે કે હે પ્રભુ હું તમારાં દર્શન કયારે કરીશ ? ને બાલ જે મધુર આકૃતિઓમાં શ્રેષ્ઠ છે, જે ત્રિભંગી સ્વરૂપ થઈ મુરલીનિનાદ કરી રહ્યા છે, તે મુરલી પોતાના વિજયથી ફૂલેલી છે, પણ દયાભાવથી પૂર્ણ છે, ને જડ ચેતનને શ્રીકૃષ્ણપ્રેમ પ્રદાન કરી રહી છે.

અંતરંગ લીલામાં-રાધિકાજીને વિચાર આવે છે કે મારી સખીઓએ મહાસુખના સમુદ્રનાં દર્શન કર્યાં નથી. અમારા વિરહ-જ્વરમાં ક્યાંય ભટકતી હશે. માટે અહીં ક્ષણવાર પ્રતીક્ષા કરું, જેથી તે અહીં આવી મલે. ભગવાને વિચાર્યું કે રાધાજી સાથે મને અહીં ગોપીઓ જોશે, તો તેઓ ઈર્ષા કરશે તો રસભંગ થશે. અને રાધિકાજીની ઈચ્છા છે કે બધી ગોપીઓને એકી સાથે

રાસરસ પ્રદાન કરું, તે કાર્ય સિદ્ધ નહિ થાય. માટે ભગવાન અદૃશ્ય થયા. તેથી રાધાજી વ્યાકુલ થયાં, તેથી તે હવે લલિતાજીને કહે છે કે મને કયારે દર્શન થશે?

શ્લોક ૨૪-વૈતાલીય છંદ

શિખિરીકુરુતે કદા નુ નઃ, શિખિપિચ્છાભરણઃ શિશુર્દૃશોઃ ।
યુગલં વિગલન્મધુદ્રવ, સ્મિતમુદ્રામૃદુના મુખેન્દુના ॥૨૪॥

પદ ૨૪-ભાવાર્થ

શીશ ધરે શિખિપિચ્છ વહ, સુંદર શિશુ સુકુમાર ।
મંદ હંસન મુખચંદ્ર સોં, નૈન સિરાવો હમાર ॥

પ્રાર્થના કરે છે કે પ્રભુ માથે મોરમુગટ ધારણ કરી, મંદ મંદ હસતા પોતાના મુખ ચંદ્રમામાંથી મધુર રસ વરસાવતા મારાં નેત્રને કયારે શીતળ કરશે?

અંતરંગ લીલામાં—વિરહવ્યાકુલ રાધિકાજી સંતાપ કરે છે તેમને લલિતાજી વગેરે સખીઓ સાંત્વન આપે છે. ધીરજ ધરો, તે તમને ત્યાગી શકે તેમ નથી. શૃંગાર માટે પુષ્પ લેવા કંઈ ગયા હશે. ત્યારે રાધિકાજી કહે કે મદનમોહન તેમનાં મુખચંદ્રનાં દર્શન કરાવી, મારાં નેત્રને કયારે શીતલ કરશે? ચંદ્ર, ચંદ્ર નથી, મુખ ચંદ્ર છે. મધુ, મધુ નથી, તેમનું હાસ્ય અધરામૃત મધુ છે. અમૃત, અમૃત નથી, મારા શ્યામ અમૃત છે. ભૂષણ ભૂષણ નથી, મોરપિચ્છ ભૂષણ છે.

શ્લોક ૨૫-વસંતતિલકા છંદ

કારુણ્યકર્બુરકટાક્ષનિરીક્ષણેન, તારુણ્યસંવલિતશૈશવવૈભવેન ।
આપુષ્ણતાભુવનમદ્ભુતવિભ્રમેણ, શ્રીકૃષ્ણચંદ્ર શિશિરીકુરુ લોચનં મે॥

પદ ૨૫-ભાવાર્થ

હા હા સીંચહુ હરે મમ લોચન ।
તુમ શ્રીકૃષ્ણ જો ચંદ્ર કહાતે, ત્રિભુવનતાપવિમોચન ।
કરુણા ભરે સહજ રંગ રાતે, નૈનનકી હરો .કોરન ॥
તરુણ કિશોર વયસ મદમાતે, છુટી ન શિશુતા ઓલન ।
મધુર વિલાસ ભુવન સુખ પાતે, "પ્રેમ" પ્રણતજન પોષણ ॥

હે પ્રભુ મારાં લોચનને શીતલ કરો-કારુણ્યમય કટાક્ષની દૃષ્ટિધારાથી મારાં લોચનને શીતલ કરો, તારુણ્યમિશ્રિત શૈશવની વૈભવધારાથી શીતલ કરો, ત્રણ ભુવનને પોષણ કરનારી આપની અદ્‌ભુત વિલાસદૃષ્ટિધારાથી શીતલ કરો. આપ ચંદ્ર સમાન છો, મારાં નેત્ર કુમુદિની છે. તેમને વિકસાવવા માટે આપને રંચક પણ પરિશ્રમ કરવો પડે તેમ નથી. કેવળ આપની કૃપાનો ઉદય થાય તો એ સહજ છે. પ્રભુ, આપ ચંદ્ર માફક આકર્ષક અને આનંદદાયક છો. ચંદ્રને જોઈને સમુદ્ર પચાશ યોજન ઉછળે છે, પણ ચંદ્રમાને પ્રાપ્ત થતો નથી, પણ આપના આકર્ષણથી જીવાત્મા કોટિ યોજન બ્રહ્માંડોને ભેદી આપના ધામમાં આપના ચરણારવિંદને પામે છે. અને બ્રહ્માનંદ કરતાં પણ વિશેષ પ્રેમાનંદને પ્રાપ્ત કરે છે.

અંતરંગ લીલાનો અર્થ—શ્રી રાધિકાજી કહે છે કે હે સખીઓ શ્રી સૌંદર્ય માધુર્ય કલાનિધિ કૃષ્ણચંદ્ર મારી આંખ કુમુદિનીને કયારે શીતલ કરશે ?

શ્લોક ૨૬-શિખરિણીછંદ

કદા વા કાલિંદીકુવલયદલશ્યામતરલાઃ
કટાક્ષા લક્ષ્યન્તે કિમપિ કરુણાવીચિનિચિતાઃ ॥
કદા વા કંદર્પપ્રતિભટજટાચંદ્રશિશિરાઃ
કમપ્યન્તસ્તોષં દધતિ મુરલીકેલિનિનદાઃ ॥ ૨૬ ॥

પદ ૨૬-ભાવાર્થ

નીલ તરલિત નૈનકમલન, શોભા કમલનકી હરેં ।
સહજ કરુણા રસ ઢરારે, નિરખોં નૈનન કબ હરે ॥
કંદર્પઅરિ હરશિશશશિ સોં હુ શીતલતર હરે ।
મુરલી ધુનિ દુઃખ મોક્ષકર, સંતોષ કબ દેહૈં હરે ॥

હે પ્રભુ હું કયારે કાલિંદીના નીલકમળ કરતાં પણ અધિક તરલ તથા અનિર્વચનીય કરુણા લહરીથી વ્યાપ્ત સુગંધિત કટાક્ષધારાઓનાં દર્શન કરીશ ?

કાલિંદી રસ સરિતા છે. પ્રભુનું તન રસનો સાગર છે.તેના રસબિંદુના સમૂહની કાલિંદી બની છે. આપ મહાકાલિંદી સ્વરૂપ છો. આપ જેના પર કૃપા કરો છો તેને પ્રથમ તો આપ આપનાં નયન-કમલની કરુણ રસધારાથી શીતલ કરો છો પછી હસ્તકમલ, ચરણકમલ, અધરકમલની કૃપા વરસાવી, કૃતાર્થ કરો છો "કરુણા વીચિનિચિતા" એટલે કરુણાની લહેરીઓથી ભરપૂર. આપની અસાધારણ કૃપા ન હોત તો, હે પ્રભુ આપ પૂતનાને માતાની ગતિ કેમ આપત? એટલા માટે તો શુકદેવજી બ્રહ્માનંદનો ત્યાગ કરી "કં વા કૃપાલું શરણં વ્રજેમ" કહીને તેમના ચરણોમાં આવ્યા. સાક્ષાત્ દર્શનનો ભાગ્યશાળી થાઉં, તેવું મારૂં નસીબ કયાંથી હોય?

પરંતુ હે પ્રભુ! આપની મુરલીધ્વનિની એક રનકઝનક તો સાંભળવા મલે તેમ કૃપા કરો. આપની મુરલીધ્વનિમાં અનંત ગુણ છે. હરિ અનંત, હરિ કથા અનંત, આપનાં લીલા ધામ અનંત છે આપની સાથે સંબંધ ધરાવનાર દરેક વસ્તુ પણ અનંત છે

આપની મુરલીમાં અનંત ગુણ હોવા છતાં કેવળ ત્રણ ગુણને હું વંદન કરૂં છું. (૧) મારા કામને દમન કરે છે, (૨) મારી જ્વાલા શીતલ કરે છે અને (૩) કલદ્વારા શ્રીકૃષ્ણપ્રેમને વધારે છે. "કંદર્પપ્રતિભટઃ" એટલે તો કામદેવના શત્રુ તે વેણુધ્વનિનો અવાજ ચૌદ ભુવનમાં પહોંચે છે. તે કોઈ કોઈને સંભળાય પણ છે, તેમાં તેમની ઈચ્છા અનિચ્છા કારણ છે. (૧) કેટલીક વખત ગ્વાલોને અને ગાયોને બોલાવે છે, (૨) કેટલીક વખત વ્રજસુંદરીઓને બોલાવે છે. જેના માટે ધ્વનિ કરે છે તે જ સાંભળી શકે છે, શ્રવણમાં તેમની કૃપા કારણ છે.

અંતર્ગત અર્થ—રાધિકાજીને કોઈ સખી ધીરજ ધરવા કહે છે. અવશ્ય પ્રભુ કૃષ્ણ હમણાં જ આવશે. મુરલીવાદન કરતા, મધુર કટાક્ષ દ્વારા આપણને શીતલ કરશે. તમોને દર્શનદ્વારા સુખી કરશે. રાધિકાજી કહે છે કે તે શું આવશે? ને દર્શન આપશે? મારૂં ભાગ્ય તેવું નથી. પણ તેમનો મુરલીધ્વનિ કંઈ દૂરથી સંભળાઈ મારા તૃષિત કાનને તૃપ્ત કરે તો પણ મહાભાગ્ય.

શ્લોક ૨૭-વંશસ્થવિલ છંદ

અધીરમાલોકિતમાર્દ્રજલ્પિતં, ગતં ચ ગંભીરવિલાસમંથરમ્ ।
આમંદમાલિંગિતમાકુલોન્મદસ્મિતં ચ તે નાથ વિદંતિ ગોપકાઃ

પદ ૨૭-ભાવાર્થ

તરલ નૈન રસ બૈન વે, ગજ ગતિમંદી ચાલ ।
હાસ પાશ ભુજબંધ વહ, જાને ઇક વ્રજબાલ ॥

લીલાશુક પોતાને વંશીધ્વનિ માટે અનધિકારી સમજે છે, અને બોલે છે કે આપને તથા આપની વંશીધ્વનિને, મોહક હાસને, મોહક ગતિને, ભ્રૂવિલાસને તો બિચારી ગોપિકાઓ જ જાણે છે, જેમણે વશીભૂત થઈ લોક, વેદ અને ધર્મને તિલાંજલી આપી. આપના ગાઢા આલિંગનને પણ ગોપિકાઓ જ જાણે છે. આપના ચરણના આલિંગનને મેળવી વ્રજની સરિતાઓ આનંદ પામી, સ્તંભિત થઈ જાય છે. ગો-વત્સ નયનથી આલિંગન કરી આનંદ-અશ્રુ વહાવે છે. તો પછી પરિરંભણનો સ્વાદ તો કેટલો વિલક્ષણ હશે! તે તો ગોપીજનો જ જાણે છે આપનું મંદ સ્મિત વ્યાકુલ અને ઉન્મત્ત કરે છે. તેનો પણ ગોપિકાઓને સમ્યક્ અનુભવ છે.

અંતરંગ લીલામાં અર્થ—શ્રીકૃષ્ણ ના વિરહમાં પ્રેમની જે દશ દશા હોય છે, તેમાં પ્રથમ દશા 'ચિંતા' છે તે પૂર્વ ચાર શ્લોકમાં વર્ણવી છે. હવે આ શ્લોકથી દર્શનપ્રાપ્તિના શ્લોક સુધી શ્રીરાધિકાજીના ઉન્માદના પ્રલાપનું વર્ણન છે. ઉન્માદનાં બે મુખ્ય લક્ષણ (૧) ભ્રમમય ચેષ્ટા, (૨) પ્રલાપમય વચન છે. બિલ્વમંગલ આ શ્લોકથી નાના પ્રકારના પ્રલાપ કરે છે. હવેથી શ્રીરાધિકાજી તથા ગોપીવૃંદ શ્રીકૃષ્ણને શોધતાં યમુનાતટ પર સંમિલિત થઈ વિલાપ કરી, "જયતિ તેઽધિકં જન્મનાવ્રજઃ" એ ગોપીગીત વડેગુણગાન કરે છે. અન્ય ગોપિકાઓ ગાન કરી રહી છે, રાધિકાજી મૂર્છાના અવસ્થામાં છે. લલિતાસખી તેમને ચિંતા છોડી સુખની મંત્રણા કરવા કહે છે. અને કહે છે કે તમો જેટલાં સરલ છો તેટલા કૃષ્ણ શઠ છે. તેમને ધારણા કરવા કહે છે. પદ્માસન કરી બ્રહ્મસમાધિ લગાવે છે પણ કૃષ્ણની જ સ્મૃતિ રહે છે. તેથી વિરહસંતપ્તા શ્રીરાધા માનની બનીને પ્રલાપનાં વચનબોલે છે.

શ્લોક ૨૮-પ્રહર્ષિણી છંદ

અસ્તોકસ્મિતભરમાયતાયતાક્ષં, નિઃશેષસ્તનમૃદિતં વ્રજાંગનાભિઃ ।
નિઃસીમસ્તવકિતનીલકાન્તિધારં, દૃશ્યાસં ત્રિભુવનસુંદરં મહસ્તે ॥

પદ ૨૮ ભાવાર્થ

અતિ હંસ રહે નિત ખિલ રહે રંગ, રસ ભરે નૈના યુગલ ।
વ્રજબાલકે ભુજબંધ સોં ઉર, દંદ્વ મધિ રાજે અચલ ॥
તહાં નીલકાન્તિ ધાર અંગન, પુષ્પ બહુ પુષ્પિત સદલ ।
તિહું ભુવન સુંદર શ્યામ જ્યોતિ, "પ્રેમ" કબ હેરોં વિમલ ॥

વ્રજાંગનાઓ સહિત મહારાસવિલાસી શ્રીકૃષ્ણનાં દર્શનની અહીં લીલાશુક આકાંક્ષા કરે છે. કાલિંદીના કુંજપુંજની વિલસિત ત્રિભુવન સુંદર જ્યોતિ મારાં નયનગોચર થાય. તે જ્યોતિ સાકારશૂન્ય અવયવશૂન્ય નથી. તેનાં બંને નયન કુમુદ છે, તે અધિક વિશાલ બન્યાં છે. અધરોષ્ઠ પર હાસ્યકૌમુદિ પ્રકાશ કરી રહી છે તે શ્યામ જ્યોતિ, ગૌરજ્યોતિ વ્રજાંગનાઓથી સંવૃત છે. પ્રત્યેક શ્યામતેજ ગૌરતેજથી આલિંગન કરાયેલું છે. તેમના ઉરોજના અંગરાગ યુક્ત ચિહ્નોથી શ્રીઅંગ ચિત્રાંકિત થયું છે.

જામેં રસ સોઈ હરૈ, યહ જાનત સબકોય;
ગૌર શ્યામ દોઉ રંગ બિન, હરૈ રંગ નહિ હોય.

જ્યારે પ્રભુ ગોપીઓ સમક્ષ પ્રકટ થયા, ત્યારે તે વિશેષ ત્રિલોકનસુંદર દેખાયા. જાણે કે શક્તિ પ્રાપ્ત કરી ભગવાન પણ સુભગ-વાન થયા. પછી ગોપિકાઓએ શ્રીયમુનાજીના કાંઠા પર આંસુઓથી ભીની કાજળ અને કુંકુમથી રંગાયેલી પોતાની ઓઢણીઓ બિછાવી. ભગવાન તે પર બેસી ગયા. શુકદેવજી પણ પ્રેમવશ ભગવાનનું ચરિત્ર જોઈ, મુગ્ધ થઈ ગયા, અને બોલ્યા કે "ચકાસ ગોપીપરિષદ્ગતોઽર્ચિતસ્ત્રૈલોક્યલક્ષ્મ્યેકપદં વપુર્દધત્" તાત્પર્ય કે ભગવાન માધુર્ય રાસવિલાસમાં ગોપીઓના સાહિત્યને પ્રાપ્ત કરી, પોતે પણ પરમાવધિને પ્રાપ્ત થયા

સૂકર હૈ કબ રાસ રચ્યો, અરૂ વામન હૈ કબ ગોપી નચાઈ।
મીન હૈ કૌન કે ચીર હરે, કછુઆ હોઈ કબ બીન બજાઈ॥

હોય નૃસિંહ કબૈ હરિ જૂ તુમ, કૌનકી છતિયન રેખ લગાઈ ।
વૃષભાનુસુતા પ્રગટી જબતે, તબતે તુમ કેલિકલાનિધિ પાઈ ॥

અંતરંગ લીલા પર અર્થ—શ્રીકૃષ્ણના વિરહતાપથી દગ્ધ થયેલ રાધાજી પરમોત્કંઠાપૂર્વક કહે છે કે "હે શ્રીકૃષ્ણ! તુમ્હારી ઉસ કાન્તિ કે દર્શન મુઝે કબ હોગે? વગેરે"

શ્લોક ૨૯—ઉપેંદ્રવજ્રા વૃત્ત.

મયિ પ્રસાદં મધુરૈઃ કટાક્ષૈર્વંશીનિનાદાનુચરૈર્વિધેહિ ।
ત્વયિ પ્રસન્ને કિમિહાપરૈર્નસ્ત્વય્યપ્રસન્ને કિમિહાપરૈર્નઃ ॥૨૯॥

પદ ૨૯ ભાવાર્થ

કોર નૈન ચલાયકે, બંશી દેહુ બજાય ।
સો રસ દેહુ "પ્રેમ" કરી, જા રસસોં પર નાઁય ॥
જા રસસો પર નાઁય, સાધન પચિહારે સબૈ ।
એક કૃપાસો હોય સબ સાધનસિરમૌર યહ ॥
તુમ રીઝે કહા ઔર, નહિં રીઝે કહ જુ ઔર ।
રીઝ યહૈ સિરમોર, વંશીધુનિ નૈનન સુકોર ॥

આ શ્લોકમાં ભક્ત ભગવાનની કૃપા માગે છે. પણ આવી મહત્વાકાંક્ષા કેમ પૂરી થશે? મારૂં સાધન શું છે? હે નાથ, આપ સર્વને આકર્ષણ કરવા વાળી બંસી બજાવીને અને કૃપાકટાક્ષો મારીને મને આપનો પ્રસાદ પ્રદાન કરો. જેવી રીતે આપે ગોપિકાઓને દેહાનુસંધાન વિસ્મૃત કરાવીને આપની પાસે આકર્ષિત કર્યાં હતાં, તેવી રીતે મારા પર પણ કૃપા કરો. કદાપિ એક જ વખત આપનો તે બંસીધ્વનિ મારા શ્રવણમાં પડે તોપણ મારી સઘળી બહિર્મુખ વૃત્તિઓ ઉલટાઈ જાય, અને આપની અભિમુખ થાય. તે ધ્વનિ જીવને ગંગાસાગરમાં નહિ પણ ગંગોત્રીમાં લઈ જાય છે. તે ધ્વનિ આપની કૃપા થાય તો જ સંભળાય. આપ પ્રસન્ન થાઓ તો પછી અન્ય સાધનોની અમારે જરૂર પણ શી છે? અને આપ પ્રસન્ન ન થાઓ, તો અન્ય સાધનોથી અમારૂં કયું પ્રયોજન સિદ્ધ થશે? આપ સર્વ-ધર્મ અને સર્વ દેવનું મૂલ છો. આપની આરાધનામાં બધાની આરાધના આવી જાય છે.

અંતરંગલીલા– રાધિકાજી પ્રલાપ કરે છે કે પ્રભુ, જેમ આપે નિકુંજમાં પધારવા સંકેત કરેલો. તેમ હવે દર્શન દઈ મુરલીધ્વનિ સહિત આપનાં કટાક્ષનાં દર્શન કરવા દો. ત્યારે ભગવાન કહે છે કે બધી સખીઓ સમક્ષ હું તેમ કરૂં તો તેઓ મારા પર ક્રોધે ભરાશે. માટે આપને પ્રાર્થના કરતાં સખીઓ સાથે રહેવું સારૂં છે ત્યારે શ્રીરાધિકાજી કહે છે કે, પ્રભુ, આપ કૃપા કરો તો મારે તે બધાની શી જરૂર છે? અને આપ પ્રસન્ન ન થાઓ તો તે બધાં હોય તોયે શું પ્રયોજન સરવાનું છે? તે બધું નિરર્થક છે. રાધાજી આમ દીનતા બતાવે છે અને સ્વસુખની અભિ-લાષાથી આમ પ્રાર્થના કરતાં નથી, પણ પ્રભુને બધી ગોપીઓ શ્રીરાધિકાજી સમક્ષ કરતાં સાથે શતગણું સુખ મળશે તે માટે કહે છે. શ્રીરાધિકાજી પ્રભુની બધી કામનાઓ પૂરી કરે છે.

સબ ઠાકુરકો ઠાકુર હરિ, તા ઠાકુરકો ઠાકુર ઠકુરાઈનુ ।
માન દાન દૈ પ્રાણુ પ્રિયા પતિ, રતિ જાચત પરતાપ દુરાઈનિ ॥

સાચી પ્રેમી પ્રિયતમને કદાપિ એમ નહિ કહે કે "તમે મારા વિના ખૂબ દુઃખી થશો, મારા વિના તમારૂં દુઃખ કોણ દૂર કરશે? શા કારણે સુખ માટે અહીં તહીં ભટકો છો? મારી પાસે આવી જાઓ, હું તમને તૃપ્ત કરીશ" આમ કહી પ્રેમાસ્પદને પોતાનો ૠણી બનાવવા નહિ ઈચ્છે. પણ પોતાના પતિને માન દાન કરી દાસી બનવા ચાહે છે. એટલે કહે છે કે હું ઘણી દુ:ખી છું. તમારા વિના મારૂં દુઃખ કોણ દૂર કરશે? માટે પ્રસન્ન થઈ આપશ્રી મને દર્શન આપો, મારૂં દુઃખ દૂર કરો, મને સુખી કરો આ બધાનું તાત્પર્ય તમે સુખી થાઓ. 'તું' નો અર્થ 'હું' છે, તે પ્રેમની ભાષા છે.

શ્લોક ૩૦–ઉપેંદ્ર વજ્રા છંદ

નિબદ્ધમૂર્ધાઞ્જલિરેષ યાચે નીરન્ધ્રદૈન્યોન્નતિમુક્તકણ્ઠમ્ ।
દયામ્બુધે દેવ ભવત્કટાક્ષદાક્ષિણ્યલેશેન સકૃન્નિષિઞ્ચ ॥૩૦॥

પદ ૩૦–ભાવાર્થ

યાચોં એકહિ દાન કો દાન ।
કહા ઘટિ જૈહૈ તુમ્હરો દયાનિધિ, તુમ સાગર રસખાન ॥૧॥

ઉત સર છોટો સો ભરી જે હૈ, પૂરન હોય મમ કામ ।
તુમહી દેવ યા રસ કે સ્વામી, રસિકશિરોમણિ નામ ॥૨॥
હાથ જોરી સિર ધારી પ્રભુ જુ, કરોં ચરણુન પ્રણામ ।
એકહી બેર સુહેરહુ ટેર યહ, 'પ્રેમ' સિરાવહુ પ્રાણ ॥૩॥

લીલાશુક પ્રભુની કૃપા માગે છે. તે અન્ય દેવ તરફ નજર પણ નહિ કરે, ભલે ઘરમાં રહે કે વનમાં રહે. કૃપાકટાક્ષ માટે અનેક પ્રકારે યાચના કરે છે. હે દયાસાગર, હે દાનેશ્વર પ્રભુ, આપ અકામી, તેમ જ સકામી ભક્તોને ભક્તિ પ્રદાન અને કામનાઓ પૂર્ણ કરી મોક્ષ આપવાવાળા છો. તો મારી (પ્રીતિ) રસકામનાને પૂર્ણ કરો. હું અંજલી જોડી મારા માથા પર રાખું છું, અને દીનતા સાથે આપને પ્રણામ કરું છું; અને પ્રાર્થના કરું છું કે હવે એક વખત પ્રસન્ન થઈને આપની કટાક્ષ ધારનું એક બિંદુ મારામાં સીંચો. આપની એક કૃપા કણથી પણ મારું જીવન ધન્ય થશે. રાધિકાજીની તે પ્રાર્થના છે.

### શ્લોક ૩૨-પ્રહર્ષિણી છંદ

પિચ્છાવતંસરચનોચિતકેશપાશપીનસ્તનીનયનપંકજપૂજનીયે ।
ચંદ્રારવિંદવિજયોદ્યતવક્ત્રબિંબે ચાપલ્યમેતિ નયનં તવ શૈશવે નઃ ॥

### પદ ૩૨-ભાવાર્થ

કેશ કશે જૂરા તુર્રા હુર્રા કર રહે કલ્ગી ધરે મોર મુકુટ
કુસુમમાલ સોહે હૈ ।
બાલન મેં બાલ ઠઠે લાલ હોત પૂજા સોં, નૈન કમલ માલ
બાલ બાલ તન પોહૈં હૈં ॥૧॥
ચંદ્રકો સુમંદ અરવિંદનકો મંદ કરી, શ્યામ મુખ બિંબ
દ્યુતિ અમંદ દમકો હેહૈં ।
શિશુતકી મોર પર જોબનકો જોર યહ ચોરિ મન ચોરિ
'પ્રેમ' અબ દિત લુકોહૈ હૈં ॥૨॥

હવે દીનતામાંથી માધુર્ય સંચાર થાય છે. અને કહે છે કે આપની આ બાલ્યાવસ્થા મારા ચિત્તને ચંચલ કરતી રહે. મને બાલશિશુ કહેવાનો અભ્યાસ પડી ગયો છે. બાકી મારા મનમાં

તો કિશોરાકૃતિ છે. ગોપીઓ પણ પોતાનાં નયનદ્વારા આપની પૂજા કરી રહી છે. તે પૂજાનાં દર્શન માટે મારાં નયન ચંચલ થઈ રહ્યાં છે. આપનું મુખ ચંદ્રમા તથા કમલ પર વિજય પ્રાપ્ત કરે છે. આપ ચોસઠ કળાયુક્ત મુખચંદ્રથી દિશાઓને પ્રકાશિત કરો છો. એમ જ પિપાસિત (તરસી) ગોપીઓની આંખોને પણ અમૃતનું પાન કરાવી જીવનપ્રદાન કરો છો. હે નાથ! તેવા વદન કમલનાં દર્શન માટે અમારાં નયન અતિશે ચંચળ છે.

અંતરંગ લીલામાં–શ્રીરાધિકાજી પ્રભુનાં દર્શન માટે પ્રાર્થના કરે છે. બધી ગોપીઓને પણ તેવી પિપાસા લાગી છે. કોણ ગંભીર બનીને ઉપહાસ કરશે? માટે • હે પ્રાણજીવન, નટવર રૂપથી પ્રગટ થઈ અમારા પર કૃપા કરો.

શ્લોક ૩૨–વસંતતિલકા વૃત્ત.

ત્વચ્છૈશવં ત્રિભુવનાદ્ભુતમિત્યવેહિ  
મચ્ચાપલં ચ મમ વા તવ વાધિગમ્યમ્ ॥  
તત્ કિં કરોમિ વિરલં મુરલી–વિલાસિ  
મુગ્ધં મુખામ્બુજમુદીક્ષિતુમીક્ષણાભ્યામ્ ॥૩૨॥

પદ ૩૨–ભાવાર્થ

તિહું લોક સોં ન્યારો નિરાલો ।  
યહ રૂપ તિહારો, તુમ્હીં હો જાનત હો ॥  
જિન ચંચલ કિયો મન ચંચલ "પ્રેમ"  
મૈં જાનત હું, તુમ જાનત હો ॥૧॥  
કહા કાજ કરૂં ? કિત જાઉં કહો !  
કસપાઉં તુમ્હેં ? તુમ જાનત હો ॥  
મુરલીધર મનહર મુખકમલહિં ।  
વસ હેરત રહોં, તુમ જાનત હો ॥૨॥

આપનું તેવું અદ્ભુત સ્વરૂપ ત્રણ લોકમાં પણ જેવું દુર્લભ છે. હે પ્રભુ આપે જ ચિંતામણિ વેશ્યા મારફત મને વૈરાગ્ય ઉપદેશ કરી, જ્ઞાન પંથમાં ન લગાડતાં પ્રેમ પથ પર લગાડયો. આપે તો ચિંતમણિદ્વારા આ મધુર રસામૃતનું પાન

કરાવ્યું. આપે ણી વાવ્યું. ગુરુકૃપાથી હવે અંકુર પણ ફૂટયો છે. તેને હવે ફૂલ ફળ આવવા માટે કૃપા કરશો. આપના પર નિર્ભર છું તો બનાવો કે હવે આપના મુખારવિંદનાં દર્શન માટે.મારે શું કરવું? હું કોને કહું?

અંતરંગ લીલામાં—રાધાજીને થયું કે—કૃષ્ણ સમીપ આવીને કહે છે કે—રાધા, તું પરમ ગંભીર છે. શા માટે ચંચલ થઈ રહી છે? કેમ આટલી અધીર થઈ રહી છે? ત્યાં રાધાજી કહે છે કે પ્રભુ, તમારું આ કિશોર સૌંદર્ય પરમ માદક તથા આકર્ષક હોવાથી તે ત્રણે ભુવનમાં અદ્ભુત છે. તેનાં દર્શન માટે મારું મન કેટલું અધીર છે તે તો તમો જ જાણો છો. તમારો વિરહ અસહ્ય છે. આંખની સફળતા તમારી માધુરી મૂર્તિના દર્શનમાં છે. अक्षण्वतां फलमिदं ........वक्त्रम् નિષ્ઠુર ન બનો. કૃપા કરી દર્શન દો. 'સૂર' કહે છે કે

મિલવો નૈનન હી કો નીકો ।
નંદનંદન હમારો ઠાકુર, ઔર જગત સબ ફીકો ॥ ૧ ॥
વેદ પુરાન ભાગવત ગીતા, ઔર જ્ઞાન પોથી કો ।
ખાટી છાછ હમેં નહીં ભાવે,"સૂર" ખવૈયા ઘી કો ॥ ૨ ॥

શ્લોક ૩૩-વસતતિલકા છંદ

પર્યાચિતામૃતરસાનિ પદાર્થભંગી-
વલ્ગૂનિ વલ્ગિતવિશાલવિલોચનાનિ ।
બાલ્યાધિકાનિમદવલ્લવભાવિ(મિ)નીભિ-
ર્ભાવે લુઠંતિ સુકૃતા તવ જલ્પિતાનિ ॥૩૩॥

પદ ૩૩-ભાવાર્થ

યહ બૈન સને અમૃતરસકે, સુંદર પદકે બહુ અર્થનકે ।
યહ કરનનકે મનકે હર જે, બતરાન કિયે સંગ ગોપિન કે ॥૧॥
બડ લોચન યે ઢહઢકે રસકે કર ચંચલ 'પ્રેમ" યે બાલકકે ।
નહીં યોગિન કે ન વિયોગિનકે, ઉર આવન હૈં કોઈ ભાગિનકે ॥૨॥

પ્રીતિનો સ્વભાવ છે કે અભાવનો પણ બોધ થાય છે.'પૂર્ણ' હોવા છતાં 'અપૂર્ણ' લાગે તેવો ભાવ થાય છે. લીલાશુકને રાસ

લીલાની સ્ફુર્તિ થઈ રહી છે. ગોપીજનો સાથેનો વાર્તાલાપ, રસકથા પુણ્યાત્મા ભક્તજનોના હૃદયમાં જ સ્ફુરે છે. મારા જેવા માટે અશક્ય છે. "ભાવે લુઠંતિ,' એટલે ભાવે એટલે ભાવયુક્ત, લુઠંતિ એટલે ભાવનો ઉદય થતાં હૃદય એટલું દ્રવિભૂત થાય છે કે તમારી લીલાને દઢ કરી ધારણ કરી શકતું નથી. બલ્કે તેવા મહાત્મામાં નામરૂપલીલા તેમાં આવી વસી, તે મહાત્માને ધારણ કરે છે. "બાલ્યાધિકાનિ" એટલે બાલક જેવા ચપલ તથા મુગ્ધ પ્રભુ છે.

અંતરંગ લીલામાં–ગોપીઓ સાથે પ્રભુ રોજ કંઈને કંઈ નવીનવી લીલા કરે છે. કોઇ દિવસ રસ્તો રોકી દાન લે છે, કોઈ દિવસ વૃંદાવનના વનમાલી બની ગોપીઓને ફૂલ લેવા દેતા નથી. તે વખતની છબિ–હાસ્ય વિનોદની વાતો રાધાજીના ચિત્તમાં આવે છે તેથી તેઓ કહે છે કે ગોપીઓ સૌભાગ્વતી છે. કેમકે તમે તમારાં મધુર વચનોથી વિશાળ લોચનથી તેમના હૃદયમાં ક્રીડા કરો છો. પણ મારા ઉદ્વિગ્ન વિરહતાપ દગ્ધ હૃદયમાં તેની સ્ફુર્તિ દુર્લભ છે. આ દિવ્ય ઉન્માદના અંતર્ગત ઉદ્‌ઘૂર્ણા દશાનો પ્રલાપ છે.

શ્લોક ૩૪–વંશસ્થવિલં છંદઃ

પુન.પ્રસન્નેન્દુમુખેન તેજસા, પુરોઽવતીર્ણસ્ય કૃપામહામ્બુધેઃ ।
તદેવ લીલામુરલીરવામૃતં, સમાધિવિઘ્નાય કદા નુ મે ભવેત્ ॥૩૪॥

પદ ૩૪–ભાવાર્થ

કૃપાસિંધુ મુખ ઇંદુ કબ, નૈનન સન્મુખ આય ।
મુરલી મધુર બજાયકૈ, દૈહૈં તાપ સિરાય ॥

હે નાથ, વ્રજ સુંદરીઓની સાથેના સંલાપ મારા ભાગ્યમાં ક્યાંથી ? તે તો પૂર્ણ ભાગ્યશાળીના ભાગ્યમાં હોય. પણ મારા હૃદયમાં મુરલીધ્વનિ સદા ગુંજતો રહે તો તે નાદયોગના આશ્રયથી પરમાનંદની સમાધિમાં હું નિમગ્ન રહું. અને તે તલ્લીનતામાંથી હું જાગું ત્યારે મારી આંખ ખુલતાં મને પ્રપંચનાં નહિ, પણ નિષ્પ્રપંચ એવા આપનાં દર્શન થાય. 'પુરોઽવતીર્ણસ્ય કૃપા મહામ્બુધેઃ'. હે કૃપાના મહાસાગર મારી સન્મુખ

અવતીર્ણ થાઓ. ને મુખચંદ્ર મુરલીના ઉદ્ઘાટન મંત્રથી મારી સમાધિ ભંગ થાય.

અંતરંગ લીલાનો અર્થ—શ્રીરાધાજી અતિશય વ્યાકુલ થઈ શ્રીકૃપાના આવિર્ભાવ માટે ગાય છે કે તે કરુણાસાગરના ચંદ્રમુખનાં દર્શન ફરી મને ક્યારે થશે?

શ્લોક ૩૫-વસંતતિલકા છંદ:

બાલેન મુગ્ધચપલેન વિલોકિતેન, મન્માનસે કિમપિ ચાપલમુદ્વહન્તમ્ ।
લોલેનલોચનરસાયનમીક્ષણેન, લીલાકિશોરમુપગૂહિતુમુત્સુકાસ્મ : ॥૩૫॥

પદ ૭૫-ભાવાર્થ

કબમિલહોં ભરી નૈનન સોં ।
લીલા રસહિત જોર કિશોર વહ, અંજન શ્યામલ નૈનન સોં ॥૧॥
કહા કહું અતિ કોમલ મનહર, ચંચલ સૈનન નૈનન સોં ।
ચંચલ મન બોરાય દિયો અતિ, નિરખોં કબ ઈન નૈનન સોં ॥૨॥

પ્રભુ પ્રગટ થાય તો કેમ સ્વાગત કરીશ? ત્યાં કહે છે કે ભગવાને પોતાની અતિ કોમલ, મનોહર ચંચલ ચિતવનથી મારા ચિત્તમાં તેમના દર્શન માટે એક અતિ અદ્ભુત ચંચલતાની લહેર પ્રવાહિત કરી છે. તે લોચનરસાયન એવા શ્યામ અંજનને જોવા માટે હું ક્યારે તૈયાર થઈશ? એ તો પ્રભુ દર્શન દે ત્યારે જ શક્ય છે. તેઓ સમીપ આવી દર્શન દે ત્યારે જ સમ્યક દર્શન થઈ શકે. રાસમાં પ્રભુ અંતરધાન થઈ, પછી પ્રગટ થયા, ત્યારે કોઈ ગોપી તેમના હસ્તકમલને, કોઈ તેમના ચરણને, કોઈ તેમના ભુજને, કોઈ સ્કંધને લપટી જઈ નેત્ર ભરી ભરી તેમનાં દર્શન કરી તેમની રૂપમાધુરીને પીવા લાગી.

અંતરંગ લીલામાં—પ્રણયકોપવતી રાધિકા કહે છે કે, હે સખીઓ તમો મને વૃથા દોષ દો છો. મને ચંચલ બનાવી મારી દુર્દશા કોણ કરી રહ્યું છે? એ શ્રીકૃષ્ણ જ! કેમકે શ્રીકૃષ્ણ મારા લોચનનું રસાયનછે. તે શું બધાને આકર્ષક નથી? તે મહાકુટિલ છે. શું ક્યારેક પણ તે કિશોર, મારાં નેત્ર સમક્ષ આવશે અને હું મારાં નેત્રથી એમને યથેચ્છ આલિંગન કરી શકીશ?

શ્લોક ૩૬-ઉપેંદ્રવજ્રા છંદ:

અધીરબિંબાધરવિભ્રમેણ, હર્ષાર્દ્રવેણુસ્વરસંપદા ચ ।
અનેન કેનાપિ મનોહરેણ, હા હંત હા હંત મનો દુનોપિ ॥૩૬॥

પદ ૩૬-ભાવાર્થ

અધીર અધર એ ચલત હૈ, તાપૈ બશી બજાત ।
મોહન મોહન કૌન યહ, મારિ હાયે મન જાત ॥
મોહન મોહન સબ કહૈ, મોહન સાચો નાંઉ ।
મોહન મોહન કરી કરુ, કર્યો મોહન ગાઉં ॥

ભકત બિલ્વમંગલ નેત્રોની સામે લિલાવિહારીના સ્વરૂપમાં મગ્ન થયા છે. અધીર બિંબાધર તથા હર્ષનાં આંસુથી ભીંજેલી વેણુના સ્વર સંભળાઈ રહ્યા છે. તે શ્રવણ માટે-દર્શન માટે મારા મનમાં ઉત્કંઠાની જ્વાલા સળગે છે. રૂપના મોહથી બિલ્વમંગલનું હૃદય ઘાયલ થયું છે. તેથી એ કલેજામાંથી બોલે છે કે હા હત, હા હંત! મારા મનને કોઈ ધુણાવી રહ્યું છે. વિરહની દશામાં ઉદ્વેગના આ પ્રલાપ છે

શ્લોક-૩૭

યાવન્ન મે નિખલમર્મદહાસિઘાતં
નિ:સંધિણ ઘનમુપૈતિ ન કોડપિ તાપ: ।
તાવદ્વિભો ભવતુ તાવકવકત્રચદ્ર-
ચંદ્રાતપદ્વિગુણિતા મમ ચિત્તધારા ॥૩૭॥

પદ ૩૭-ભાવાર્થ

તન મન સાંધ વ બાધકો, તાપ તોરિ નહિ ખાય ।
તા આગે મુખ ચદ્ર સોં, દેવહુ ચિત્ત સિરાય ॥

આગલા શ્લોકમાં લીલાશુકના હૃદયમાં વિરહાગ્નિ પ્રજ્વલિત થઈ તેનાં તન મનને સંતપ્ત કરી રહ્યો છે. આ શ્લોકમાં આર્ત આક્રંદ કરતાં એ પ્રભુની દયા માગે છે. 'હે દયામય હેદુ ખહારી, હે સમર્થ વિભો, જ્યાં સુધીમા આપનો વિરહતાપ મારા પ્રાણોના મર્મસ્થાનનો ધ્વસ ના કરે, તે પહેલાં આપ મારા ચિત્તને આપના અતિ શીતલ મુખચંદ્રની ચદ્રિકાથી બમણું આલ્હાદિત કરો અને મારા રોમ રોમમાં આનંદ ભરી દો.

અંતરંગ-લીલામાં રાધિકાજી વિરહથી અત્યંત સંતપ્ત થઈ દશમી દશાને પ્રાપ્ત થતા પહેલાં પ્રલાપવચન બોલે છે.

શ્લોક ૩૮-વસંતતિલક છંદઃ

યાવન્ન મે ન દશા દશમી કુતોઽપિ,
રંધ્રાદુપૈતિ તિમિરી-કૃતસર્વભાવાઃ ।
લાવણ્યકેલિસદનં તવ તાવદેવ,
લક્ષ્યા સમુત્ક્વણિતવેણુમુખેંદુબિંબમ્ ॥૩૮॥

પદ ૩૮-ભાવાર્થ

અંત દશા નહીં આયકે, ઈંદ્રિય લેત દબાય ।
બંશી વદન મુખ ચંદ્ર તુવ, પહલે હિ દેહુ લખાય ॥

આ શ્લોકમાં મોહ અને વ્યાધિની દશા છે. હે નાથ કોઈ અવસર લઈને કર્મ દોષના કારણથી મનુષ્યની દશમી દશા એટલે મૃત્યુ ન થઈ જાય (સમસ્ત પદાર્થોને અંધકારથી લેપી ન દે) તે પહેલાં આપના મુખચંદ્રનાં દર્શન આપ કરાવો જ્યાં સુધી શ્રવણ કરવાની કે સ્પર્શ કરવાની શક્તિથી રહિત ન થાઉં, તે પહેલાં આપ મધુરતમ બંશી બજાવી મને દર્શન આપો. મૃત્યુનો મને ભય નથી. પણ મારા નેત્રોની પિપાસા એકવાર આપ તૃપ્ત કરો. મારૂં મરણ આવી રીતે થાય તો મારૂં જીવન ધન્ય થશે

અંતરંગ-લીલામાં શ્રીરાધિકાજી મૃત્યુની આશંકાથી આ પ્રલાપ કરે છે. હે નાથ, તમારા વિરહદુઃખથી મારા પ્રાણ અવશ્ય જશે. મને આપના સૌંદર્ય માધુર્યનિધાન વદનચંદ્રનું દર્શન થયું નથી, તે જ દુઃખ છે. હે નાથ, તમો આ સમયે જરૂર દર્શન દો તો એ સ્વરૂપ અમૃતધારાથી મારૂં મૃત્યુ સુખકર થશે. આપ આ શરીરને કેટલું ચાહો છો, તેની મને ખબર છે. શિવજીની માફક આ દેહને કંધ પર લઈ વનવન ભટકશો, તેવા તમારા ભાવી દુઃખના કારણે મારા પ્રાણ જતા નથી.

શ્લોક ૩૯-વસંતતિલક છંદઃ

આલોલલોચનવિલોકિતકેલિધારા
નીરાજિતાગ્રચરણૈઃ કરુણાંબુરાશેઃ ॥

આર્દ્રાણિ વેણુનિનદૈઃ પ્રતિનાદપૂરૈ-
રાકર્ણયામિ મણિનૂપુર શિંજિતાનિ ॥૩૯॥

પદ ૩૯-ભાવાર્થ

વહ નૂપુર કી ઝંકાર ।
રનક ઝનકકી, ભનક કહા વહ, સુનિ હો નાથ ઉદાર ॥
અધરન મુરલી મધુર બજાવત, ચરનન તાલ સંભાર ।
કટિ કિંકિનિ પગ નૂપુરરવ મિલિ, હોત મધુર ગુંજાર ॥
બાજત ચરન વિલોકત નૈનન, આરતિ લેત ઉતાર ।
કરુણામય કરુણા કબ કરિ હો, નૈનનિ "પ્રેમ" નિહાર ॥

આ કૃષ્ણના આભૂષણોનો ધ્વનિ સંભળાય છે, તે ડૂબતા ચિત્ત માટે આધાર બને છે. દર્શન માટે ઉત્કંઠા પરમ સીમાને પ્રાપ્ત થઈ. કરુણાસાગર પોતાના નૂપરનો એક અનુભવ પ્રદાન કરે છે. તે ભક્ત માટે જલધારા છે તેમ જ અગ્નિમાં હોમાતી ઘૃતધારા પણ છે. પ્રાણની રક્ષા થાય છે તેમ જ વિરહાગ્નિની વૃદ્ધિ પણ થાય છે. તેથી હૃદય વધુ શુદ્ધ થઈ દર્શન માટે યોગ્ય બને છે. તેથી બિલ્વમંગળે શ્રીકૃષ્ણને પ્રેમના પંથમાં પોતાના ગુરુ માન્યા છે. તેઓ કેમ શિક્ષાપ્રદાન કરે છે, તે વાચક પોતે પોતાની સાધક દશા વિચારી ગ્રંથનો રસાસ્વાદ કરે.

નૂપુરધ્વનિ છે, તેટલું જ નહિ, પણ બંસીધ્વનિ પણ સંભળાય છે. તે ધ્વનિ સમસ્ત વનમાં ગુંજી રહ્યો છે: દેખો! દેખો! વંશીથી મધુર મધુર ગાઈ રહ્યા છે, અને નૂપુરથી તાલ દેઈ રહ્યા છે. માનો નૃત્ય થઈ રહ્યું છે. તે લોચન વડે પોતાના ચરણના અગ્ર ભાગને જોઇ રહ્યા છે. જય-હો નાથ! આપના શ્રી-ચરણમાં મારા "ભૂયો ભૂયઃ" (વારંવાર)પ્રણામ હો. તેમ ભાવાવેશમાં કહીને ચરણારવિંદને સ્પર્શ કરવા લીલાશુક જાય છે. ત્યાં તો બાહ્ય દશા પ્રાપ્ત થઈ. ત્યારે વિલાપ કરી બોલે છે, "હાય પ્રભો, એમ મને ભ્રમમાં નહિ નાખો. દર્શન દઈને ચાલી ન જાઓ હું તો તમારા બંસીનૂપરના ધ્વનિ સાંભળવા ઉત્સુક છું. પણ હાય એ ધ્વનિ ક્યારે સંભળીશ?"

અંતરંગલીલામાં—તમારા મુખચંદ્રનાં દર્શન કરાવો, એમ કહી રાધાજી મૂર્છિત થયાં ત્યારે સખીઓએ તેમના મુખમાં શ્રીકૃષ્ણચર્વિત પાન મૂકી એમને સચેત કર્યાં ને કહ્યું, "સખી રાધે! સાવધાન થાઓ, શાંત થાઓ. પ્રિયતમ કૃષ્ણ આવ્યા છે નેત્ર ખોલી જુઓ તો." શ્રીરાધાજી નેત્ર ખોલવા પ્રયત્ન કરે છે, પણ નેત્ર ખુલતાં નથી. રાધિકાજી કહે છે. સત્ય કહો છો? તે આવી ગયા? પણ હું ક્યારે જાણું કે જ્યારે તેમની બંશી તથા નૂપુરનો ધ્વનિ મને સંભળાય ત્યારે જ.

શ્લોક ૪૦-વંશસ્થવિલં છંદઃ

હે દેવ! હે દયિત! હે ભુવનૈકબંધો!
હે કૃષ્ણ! હે ચપલ! હે કરુણૈક સિંધો! ॥
હે નાથ! હે રમણ! હે નયનાભિરામ!
હા હા કદા નુ ભવિતાસિ પદં દશોર્મે ॥૪૦॥

પદ ૪૦-ભાવાર્થ

હે દેવ! પ્રકાશ સ્વરૂપ કરો, હે દેવ! હૃદયમેં વિલાસ કરો ।
હે દયિત! પ્રિય તુમહી અતિ હો, હે દયિત! દયાલુ દયા જુ કરો ॥
હે બંધુ! સકલ જગ ઉપકારી!, હે કૃષ્ણ આનંદ પ્રદાન કરો ।
હે ચપલ પરમ સ્વતંતર પૈ, કરુણા કે નિધિ કરુણા હી કરો ॥૧॥
હે નાથ સકલ જગ પાલક હો, દર્શન દે મમ પ્રતિપાલ કરો ।
હે રમણ રહો ઉર સબકે સદા, સો રમણ અનુભવ દાન કરો ॥
હે નૈનન કે અભિરામ તુમ્હીં, નિજરૂપ સેં શીતલ નૈન કરો ।
હા હા કબ નૈનનકે પથમેં, બનિ "પ્રેમ" પથિક વિશ્રામ કરો ॥૨॥

હે કૃપા સિંધો! આપનાં નૂપુરધ્વનિને શ્રવણ કરીને મને નિશ્ચય થાય છે કે આપ પધાર્યા છો. આટલી કૃપા મારા પર કરી છે તો હવે કૃપા કરી મારા નેત્રની સન્મુખ થાઓ. છુપાઇ છુપાઈ નૂપુર કેમ બજાવો છો? પ્રગટ થઈ દર્શન દો. હે નાથ આપ દેવ એટલે પ્રકાશક છો, એટલું જ નહિ, પણ દયિત એટલે અત્યંત પ્રિય છો, પ્રાણોના પણ દેવતા છો. અને દયાવાન છો. આપ પત્ર, પુષ્પ, ફલ, જળથી પણ સંતોષ માનો છો, આપ તો સદાના બંધુ છો, સર્વના બંધુ છો.

ભાઈ બહેન, માતા પુત્ર, પતિ પત્નીને કોણ બાંધી રાખે છે? ભક્ત ભગવાનને કોણ બાંધી રાખે છે? તે આપનો સ્વભાવ છે. આપ બધાના આત્મા છો આપના માટે સ્ત્રી, પુત્ર, ધન વગેરે પ્રિય છે માટે આપ સર્વના બંધુ, આનંદ પ્રેમ છો. આપે કૃપા કરી મારી આંખો ખોલી તો હવે કૃપા કરી દર્શન આપો. પણ આપ ઘણા ચપલ ચંચળ છો-સ્વચ્છંદ છો. તેથી બંધન રહિત છો. તો તમને કેમ બંધાય? આપ કરુણાસાગર છો. કરુણા સાથે સામર્થ્ય હોય તો તે સાર્થક ગણાય. નહિ તો કરુણા બીજાને ઉપકાર નહિ કરે. સંસારના ભવબંધનમાંથી આપ કૃપા દૃષ્ટિ કરી મુક્ત કરો છો. તેવો વિશ્વાસ હોવા છતાં ધૈર્ય ધારણ કરાતું નથી. તેથી કહે છે કે "હા હા કદા નુ ભાવિતાસિ પદં દશોર્મે"

(૧) મારા શીશ પર આપનો હાથ છે માટે: મારા નાથ છો.

(૨) મારા હૃદયમાં સદા રમણ કરો છો માટે મારા રમણ છો.

(૩) મારા નયનોને પરમ શીતલ કરો છો માટે મારા નયનાભિરામ છો.

અંતરંગ લીલામાં—રાધાજી શ્રીકૃષ્ણને જુવે છે. પણ પ્રભુ તુરત અંતરધાન થાય છે. તેથી રાધાજી પોતાનું અપમાન સમજી કોપે છે. તેથી કદી સ્તુતિ, કદી નિંદા, કદી માન, અને કદી અપમાન-વાચક પ્રલાપ કરે છે ત્યાં કૃષ્ણ દેખાતાં આલિંગન કરવા જાય છે. તો માલૂમ પડે છે કે તે એક માત્ર સ્ફુર્તિ—મનઃકલ્પના હતી. તે ઉદય થઈ અને લોપ થઈ તેથી વ્યાકુલ થઈ પ્રણામ કરે છે.

શ્લોક ૪૧-વસંતતિલક છંદઃ

અમૂન્યધન્યાનિ દિનાંતરાણિ હરે ત્વદાલોકનમન્તરેણ ।
અનાથબંધો કરુણૈકસિંધો હા હંત હા હંત કથં નયામિ ॥ ૪૧ ॥

પદ-૪૧ ભાવાર્થ

ઘડી ઘડી એ અધન્ય સબ, તુમ દર્શન બિન નાથ ।
નાથ અનાથનકે તુમ્હીં, તુમ બિન નાથ અનાથ ॥
તુમ બિન નાથ, અનાથ, તુમ તે હી સબ નાથ હૈં ।
કરુણાસિંધુ અગાધ, ઔર સબ પોખર કીચ હૈં ॥
હરો હરે મમ કલેશ, "પ્રેમ" હિલગ તુમ તે અડી ।
જીવન સુખ ન લેશ, કાલ સમ લાગત પલ ઘડી ॥

૩૯મા શ્લોકમાં નૂપુરધ્વનિ સાંભળીને હૃદયમાં દર્શનની અતિશય ઉત્કંઠા થઈ, તેથી ગયા શ્લોકમાં બિલ્વમંગલે પ્રાર્થના કરી. આ શ્લોકમાં એ પ્રાર્થના ચાલુ છે, અને આગળના શ્લોકોમાં પણ પ્રાર્થના ચાલુ રહેશે. પ્રાર્થના કરતાં બોલે છે કે–હે અનાથબંધુ હે કરુણાના એક માત્ર સાગર, આપનાં દર્શન વિના આ દિન, રાત, ઘડી, પહોર, પળ, ક્ષણ સર્વ કાંઇ અધન્ય છે–અમંગલ છે–નિત્ય દુઃખ દેનાર છે. માટે તે દેશ, કાલ, તે પાત્ર ધન્ય છે, જે આપના વડે ધની થયાં છે. જેના હૃદયમાં આપનાં ચરણકમલ નિત્ય વિહાર કરે છે, તે નિર્ધન હોવા છતાં, તે પાત્ર ધની છે. હે નાથ, હું પણ આપનાં શ્રીચરણ માટે વિજ્ઞાપન કરી રહ્યો છું. જેથી મારૂં બાકીનું શેષ જીવન, આયુષ-દિવસ રાત્રી ધન્ય બને, નહિ તો તે સર્વ અમંગલ રૂપ છે. પણ આપ તો એક તિરછી નજરની ઝાંખી આપી, અંતરધાન થઈ જાઓ છો. તો પછી હું દિવસ, રાત, ઘડી, પલ, કેમ વ્યતીત કરૂં? હે કરુણાસિંધુ, મારી આ અરજ આપ કયારે સ્વીકારશો? મને આપની કૃપાનો ભરોસો છે.

અંતરંગલીલામાં—શ્રીરાધાજી વિરહ સંતાપથી અત્યંત વિકલ થઈ પ્રલાપ કરે છે, "હે પ્રભુ, તમે મારા ચિત્તને હરી ગયા, તો હવે મારા દુઃખને પણ હરો. તમારાં દર્શન વિના અધન્ય દિન રાત કેમ ગુજારૂં? એક ત્રુટી પણ કલ્પ સમાન થઈ પડે છે. ઘરમાં જઈને પણ શું કરૂં? તે તો મહા દુઃખદાયી છે. અમે તો પતિ પુત્ર માતાપિતા સર્વ વિષયોને છોડી તમારે શરણે આવ્યાં છીએ. માટે હે અનાથબંધુ, તમે અમારા નાથ છો, બંધુ છો, સર્વસ્વ છો. તમારા વિના બધું અધન્ય છે. માટે અમારા પર કૃપા કરો અને જીવનને ધન્ય બનાવો. અમોએ અમારા ધર્મને ત્યાગ્યો છે પણ તમે તમારા ધર્મને ન ત્યાગો. દુઃખીના દુઃખ હરો. એના દોષ ન જોશો.

**શ્લોક ૪૨ હરિણી છંદ**

કિમિહ કૃણુમઃ કસ્ય બ્રૂમઃ કૃતં કૃતમાશયા
કથયત કથામન્યાં ધન્યામહો હૃદયેશય. ॥

મધુરમધુરસ્મેરાકારે મનોનયનોત્સવે
કૃપણકૃપણા કૃષ્ણે તૃષ્ણા ચિરં બત લંબતે ॥૪૨॥

પદ ૪૨—ભાવાર્થ

યહ બાઢત હૈ દિન હી દિન, મેરી આશા તૃષ્ણા દરશ બિન ॥
કહા કરોં વહ તો નહીં આવૈ. કાસોં કહોં મુખ કહી ન જાવૈ ॥
મન કાહે તૂ આસ લગાવૈ, તજી કર સુખ લહૈ ન કિન ॥
કોઈ ન વાકી કથા સુનાવો, પુન્ય કથા ઔરહિ કોઇ ગાવો ॥
જરન જિયાકી કછુ તો સિરાવો, આન ઉપાય નહીં યા બિન ॥
હાય! યહ અચરજ કહા ભયો હૈ, હિયમેં મેરે બૈંઠિ રહ્યો હૈ ॥
હંસિ હંસિ હિયરા અધિક દહ્યો હૈ, કૈસે રહે જીવન વા વિન ॥
ભૂલી સકૌ ના લાખ ભુલાયે, યહ ના છૂટે લાખ છુડાયે ॥
પલ પલ તૃષ્ણા કૃષ્ણ બઢાયે, કઠિન નિબાહન "પ્રેમ" પન ॥

પ્રભુ પ્રભુ? તમારાં દર્શન તો નથી થતાં પણ તૃષ્ણા તો વધતી જાય છે. હવે હું શું કરૂં? કોને કહું? કહી પણ શકતો નથી. અને એવો કોણ છે કે આ દુઃખને મટાડી શકે? હવે આશા કરવી વૃથા છે. છોડી દો તેની તૃષ્ણા, કોઈ તેની આશા ન કરો. બીજી પુણ્ય કથા કરો. અરે પણ કૃષ્ણકથા સિવાય ત્રણ લોકમાં પણ કોઈ બીજી સુંદર કથા છે, જે હૃદયને શાંત કરે? કોઈ ઉપાય નથી તેમની મધુર ચિંતવનથી મને તે બલાત્કારે ખેંચી રહ્યા છે. આ તૃષ્ણા એવી છે કે વસ્તુપ્રાપ્તિ થાય તો પણ મટે નહિ, ત્યારે અપ્રાપ્તિમાં તો કેમ જ મટે? ત્યાગ પણ થઈ શકતો નથી. માટે આશા–વિશ્વાસ એકનો જ ભરોસો છે. શ્રીકૃષ્ણ-પ્રેમ કોટિ જન્મના સાધનથી પણ અપ્રાપ્ય છે પરંતુ વિના સાધન એક તૃષ્ણાથી પણ પ્રાપ્ય છે. તે આ શ્લોકનું તાત્પર્ય છે.

અંતરંગલીલામાં—શ્રીરાધાજી આવેશમાં સખીઓ પ્રત્યે કહે છે કે હવે શો ઉપાય કરૂં? શ્રીકૃષ્ણ દર્શન દેતા નથી, વિરહદુઃખ સહન થતું નથી. મારી વાત કોને કહું? કોણ એવો સમર્થ છે, જે મારૂં દુખ દૂર કરે? શું કરૂં? કયાં જાઉં?

કહા કરૌં કહાં પાઉં વ્રજેન્દ્રનંદન
કહાં મોર પ્રાણનાથમુરલીવદન ॥
કાહારે કહિવો કથા કે વા જાને દુઃખ
વ્રજેન્દ્રનંદન વિનુ ફાટે મોર બુક ॥

શ્લોક ૪૩–વંશસ્થવિલં છંદઃ

આભ્યાં વિલોચનાભ્યામમ્બુરુહ વિલોચનં બાલમ્* ।
દ્વાભ્યામપિ પરિરબ્ધું દૂરે મમ હંત દૈવસામગ્રી ॥૪૩॥

પદ ૪૩–ભાવાર્થ

પદ ધાય ગહૌં, હિય લાય રહૌં, સબ તાપ દાહૌં, યહ ભાગ્ય કહાં?
કર શીશ લહૌં, સુનિ બૈન રહૌં, મધુ નૈન ચહૌં, યહ ભાગ્ય કહાં?
હે કમલ નૈયન, હે બાલ મધુર! રસ પાન કરૌં યહ ભાગ્ય કહાં?
ભુજ સોં ભરિ ભેટે જોઈ સોઇ, નૈનન હૂ ભેટૌં યહ ભાગ્ય કહાં?

વીજળીના ચમકારા જેવી ભગવત્સ્વરૂપની ક્ષણિક સ્ફુર્તિ લીલાશુકના હૃદયમાં હાહાકાર મચાવી રહી છે. પોતાના ભાગ્યમાં દર્શન દુર્લભ છે તેવો પોતાના પર આક્ષેપ કરતાં કહે છે કે મારૂં ભાગ્ય મંદ છે. હું તે પ્રકાશને મારા હૃદયમાં ચીરકાલ કેમ નિબદ્ધ કરી શકું?

પ્રભુનાં તરુણ નયન અરુણ તથા કરુણ છે. પણ મારા માટે તો કઠોર છે. તેથી તો તે દૂર દૂર છે. હા નાથ, શરીરથી આલિંગન તો દૂર રહ્યું, પણ મારાં આ બે નેત્રથીએ દર્શન દૂર છે. "પરિરબ્ધું" એટલે આલિંગત કરવું. જીવનું ભગવાનને આલિંગન કરવું, તે સર્વોપરિ સૌભાગ્ય છે. જ્યારે હનુમાનજી લંકાથી પાછા આવ્યા, ત્યારે શ્રીરામચંદ્રજીના ચરણોમાં પડ્યા એટલે રામચંદ્રજીએ તેમને બલપૂર્વક ઊઠાડ્યા. અને કહ્યું કે હે હનુમાન, સંસારમાં મારૂં પરમાત્માનું આલિંગન પ્રાપ્ત કરવું દુર્લભ છે. તું મારો પરમ ભક્ત છે. અને પરમ પ્રિય છે.

'પરિરંભો હિ મે લોકે દુર્લભઃ પરમાત્મનઃ ।
અતસ્ત્વં મમ ભક્તોઽસિ હરિપુંગવ ॥"

* મંજુલદલલલિતલોચનં–એવો પાઠ પણ છે

લોચન લોલ લગી હૈ લાગત, લેત મનહી બિન મોલૈં ॥
અરુણુ બિંબાધર સુધર મનોહર, હંસત મૃદુ મધુ બોલૈં ।
વિવિધ ભાંતિ લીલારસ વરસત, "પ્રેમ" દી અંખિન ખોલૈં ॥

મારાં નેત્ર મુરારિની મનોહર મૂર્તિની વાટ જોઈ રહ્યાં છે. તેમનું મુખ સ્વતઃસુંદર છે. તેમના મસ્તક પર સઘન, ચીકણા, શ્યામ કેશ છે. મધ્ય મધ્યમાં પુષ્પ ખચિત છે. તથા તેના ઉપર મયૂરપિચ્છ છે. તેમનાં નેત્ર સ્વભાવથી ચંચલ છે બિંબફલ જેવો તેમનો અધર અરુણ છે. તે મૃદુ હાસ્યથી અતિશય મધુર લાગે છે-મનોહર લાગે છે. વળી મુરારિ કલ્પતરુ સમાન ઉદાર, લીલાકારી, અને આનંદરસ પ્રદાન કરનાર છે.

અંતરંગ લીલામાં—શ્રીરાધિકાજીને સાંત્વના દેતાં સખીઓ કહે છે કે ઉઠો ઉઠો, જુઓ જુઓ, તે આવી ગયા. શ્રીરાધાજી ઉઠીને ચારે બાજુએ જુએ છે, અને કહે છે કે તેઓ ક્યાં છે? તેમની તો મનોહર મૂર્તિ છે. મને દર્શન જલદી કરાવી દો. તેની કાળી ઘુઘરારી અલકાવલિ છે, માથે મોરમુકુટ છે, તેનાં નેત્ર ચંચળ છે. અધર અરુણ છે, મધુરહાસ્ય છે. જલદી દર્શન કરાવી દે

શ્લોક ૪૭-વંશસ્થવિલં છંદઃ

બહલજલદછાયાચોરં વિલાસભરાલસં
મદશિખિશિખાલીલોત્તંસં મનોજ્ઞમુખામ્બુજમ્ ।
કમપિ કમલાપાંગોદગ્રપ્રસંગજડં જગત્
મધુરિમપરિપાકોદ્રેકં વયં મૃગયામહે ॥૪૭॥

પદ ૪૭-ભાવાર્થ

સ્યામલતા લુનાઈ તન, સ્યામઘન કાન્તિ હરે,
ભરે રસાલસ અંગ ચપલતા ભુલાની હૈ ।
ફૂલ ગુચ્છ પુચ્છ મોર, અચ્છ અવતંસ શીશ,
ફૂલ મુખ પદ્મ મનોહરતા લજાની હૈ ॥
ચલત ચતુરાઈ, પાઈ મૂરિ કમ રહે,
કમલા જગ ભૌંહ કમાન બાન તાની હૈ ।

મધુરસ મહાપાક શૃંગારરસરાજ જો,
તાકો હમ ખોજેં 'પ્રેમ" મહારસ દાની હૈ ॥

તે મુરારિના સૌંદર્યનું આ શ્લોકમાં વિશેષ વર્ણન છે. તે મહાચોર છે. તેને શોધી પકડવો મુશ્કેલ છે. "મધુરિમપરિપાકોદ્રેકં મૃગયામહે" પરમ પૂર્ણતમ માધુર્યને અમે શોધી રહ્યા છીએ. તેમની સુંદરતા સમક્ષ કોઈ પણ વસ્તુની સુંદરતા તુચ્છ છે. બીજો અર્થ-મધુર રસ સર્વોપરિ છે. તેનામાં બીજા શાન્ત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય વગેરે સર્વ રસો આવી જાય છે."બહલજલદછાયા ચોરં" એટલે મેઘની છાયાને ચોરનાર છે. તેના અંગની કાન્તિ મેઘ સમાન છે. વિલાસભરાલસં" લીલાના ભારથી એનામાં આળસ છે. એટલે ચપલતાનો અભાવ છે.

અંતરંગ લીલામાં-સખીઓ કહે છે કે શ્રીકૃષ્ણ જરૂર આવ્યા છે પણ મશ્કરો સ્વભાવ હોવાથી ક્યંઈ સંતાયા હશે. ચાલો ચાલો, સર્વે મળીને તેમને શોધી કાઢીએ.

શ્લોક ૪૮-વસંતતિલકં છંદઃ

પરામૃશ્યં દૂરે પથિ પથિ મુનીનાં વ્રજવધૂ-
દૃશા દૃશ્યં શશ્વત્ ત્રિભુવનમનોહારિવદનમ્ ॥
અનામૃશ્યં વાચામનિશમુદયાનામપિ કદા
દરીદૃશ્યં દેવં દરદલિતનીલોત્પલરુચિમ્ ॥૪૮॥

પદ ૪૮-ભાવાર્થ

શ્યામરૂપ દેખવેકી સાધ મેરે હિયમેં,
દેખ્યો બહુ વાર પૈ ન દેખ્યો એક વાર હૈ ।
મુનિન કે પંથ સોં દૂર દૂર ડોલે વહ,
ગોપિન કે નૈનપથ નાચે લાખ વાર હૈ ।
લોટપોટ તીન લોક હોત મુખ નિહારિ કૈ,
લોટિ જાત દેહ વાની માને મન હાર હૈ ।
નૈન ભરિ દેખોં કબ "પ્રેમ" શ્રીવિહારી દેવ,
નીરે નીરે નીરજ સેં નૈના વારો વાર હૈ ॥

આ શ્લોકમાં શ્રીવૃંદાવન વિહારીજીના સૌંદર્યનું વર્ણન છે. જેવા પ્રભુ નયનાભિરામ છે તેવા વેદવેદાંતથી પણ અગોચર છે, ઋષિ-મુનિઓથી પણ અલક્ષ્ય છે. તો પછી ક્યાં હું સાધનહીન વિષયાસક્ત જીવ! એમ સમજી ફરીથી પ્રાર્થના કરે છે, પુનઃદર્શન ક્યારે કરીશ? પ્રભુ, તમો વ્રજબાલાઓના નયન સન્મુખ તો રહો છો તમારું મુખ ત્રિભુવન મનોહારી છે. વિકસિત નીલકમલ સમાન તમારું મુખ છે. પણ એ શ્રુતિવાક્યાવલીથી અગોચર છે. માટે જ બ્રહ્માએ કહ્યું કે:-

યસ્યાવતારકર્માણિ ગાયન્તિ હ્યસ્મદાદયઃ ।
ન યં વિદન્તિ તત્ત્વેન તસ્મૈ ભગવતે નમ ॥ (ભાગવત ૨-૬-૨૮)

બ્રહ્મા શંકર સનકાદિક નારદ વ્યાસ આદિ ભગવાનની અવતાર લીલાનાં કીર્તન કરે છે. તેઓ પણ તત્ત્વથી તેમને જાણતા નથી. તેવા એ પ્રભુ અગમ અગોચર હોવા છતાં સકલ જીવ પર કૃપા કરી, સુગમ ઇંદ્રિયગોચર અવતારરૂપમાં પ્રગટ થાય છે તેમને વારંવાર નમસ્કાર હો "અનામૃશ્યં વાચામનિશમુદયાનામપિ" એટલે નિરંતર પ્રકાશશીલ વેદવાણીથી પણ અગોચર છે. વેદના વિશાલ વૃક્ષની ડાળી પર શોધતાં ન મલ્યા તે ગોપીના અંચલથી ઢંકાયેલા મલી ગયા:-

"નિગમતરોઃ પ્રતિશાખં મૃગિતં ન તત્પરં બ્રહ્મ ।
મિલિતં મિલિતદ્વિદાની ગોપવધૂટીપટાંચલેનટમ્" ॥

શુદ્ધ પ્રેમરસથી શ્રીકૃષ્ણનાં દર્શન થવા સંભવ છે. તે સ્વરૂપ કેવળ પ્રેમને આધીન છે.

શેષ મહેશ સુરેશ ન જાને, અજ અજહુ પછિતાય ।
યહ રસ રમા તનક ન પાયો, યદપિ પલોટત પાય ॥
શ્રીવૃષભાનુસુતાપદપંકજ, જિનકે સદા સહાય ।
યહ રસ મગન રહત વે, તિન પૈ 'નંદદાસ' બલિ જાય ॥
યહ રસ બ્રહ્મલોક પાતાલ અવનિ હુ દરશન નાહીં ।
યા રસકો કમલાપુરકે તરસત હૈ મન માહીં ॥
સો રસ રાસેશ્વરી કૃપાસોં પ્રેમીજન અવગાહી ।
'રસિક' લખ્યો જો સુખ વૃંદાવન સો ત્રિભુવનમેં નાહીં ॥

હું યહ રસ રસિકનકી સંપતિ દંપતિ યુગલવિહારી ।
કૃપાસાધ્ય સાધનસોં દુર્લભ લોકવેદતેં ન્યારી ॥
કષ્ટ તપસ્યા પઢન લિખન સોં બૂઢત મૂઢ ગંવારિ ।
સરસ માધુરી મગનભાવના પાવન "પ્રીતમ" પ્યારી ॥

અંતરંગ લીલામાં—શ્રીરાધિકાજી શ્રીકૃષ્ણને શોધતાં સખીઓને કહે છે કે ક્રીડાપરાયણ શ્રીકૃષ્ણનાં દર્શન ફરીથી હું ક્યારે કરીશ? સખીઓ, તમો દર્શન કેવી રીતે કરો છો? તેમનું ત્રિભુવન મનોહારી મુખ જોવા કોણ અબલા વ્યાકુલ ના થાય! ભલે તે મુનીઓના માર્ગથી અગોચર હોય, વેદને માટે દુર્લભ હોય! પણ, અમો તો વ્રજવધૂ છીએ અને તે વ્રજરાજ કુમાર છે; અમે ગોપી અને તે ગોપાલ છે. અમારી જાત એક જ છે તે અમારે માટે દુર્લભ કેમ જ હોય? એને અમે જરૂર પ્રાપ્ત કરીશું.

શ્લોક ૪૯—માલિની છંદ

લીલાનનામ્બુજમધીરમુદીક્ષમાણં
નિર્માણિ વેણુવિવરેષુ નિવેશયન્તમ્ ॥
દોલાયમાનં નયનં નયનાભિરામં—
દેવં કદા નુ દયિતં વ્યતિલોકયિષ્યે ॥૪૯॥

પદ ૪૯—ભાવાર્થ

કહા દેખન પેહોં દેવ ।
હમ તુમકો તુમ હમહિં દેખો, નૈનનિકો ફલ દેવ ॥
હાવ ભાવ રસભરિત કમલમુખ, બતરાવન બિનુ વૈન ।
હેરન ચાવસોં ફેરન ઈતઉત, ભાવ ભરે રસ નૈન ॥
લગિ મધુરે મુરલી કર્ણનસોં કરત હાસ રસ બાત ।
નયન મનોહર પ્રાણન પ્રિયવર, ઔર ન પ્રેમકી ભાત ॥

આ શ્લોકમાં પણ દર્શન માટે ઉત્કંઠા છે, "કદા નુ દયિતં દેવં વ્યતિલોકયિષ્યે" ક્યારે તેમની તરફ—મારા એ પ્રિય દેવની તરફ જોઈશ? અને તે મારી તરફ જોશે? ક્યારે ચાર આંખ મલશે? ક્યારે તે ધન્ય જીવનઘડી આવશે?

કોને જોવા માગો છો?—સ્વપ્રકાશદેવ, જે મારા નયનના જ્યોતિ સ્વરૂપ છે.

કેવા જોવા માગો છો?—રાસ વિલાસ કરતા.

કેમ જોવા માગો છો:—પ્રાણોના પ્રિયતમ છે માટે.

શું તમોને એ દર્શન આપશે?—કેમ નહિ? તે તો મહાદયાળુ છે.

તમોને કેવા પ્રકારે દેખે?—"લીલાનનાગ્ંબુજમધીરમુદીક્ષમાણમ્" નાના પ્રકારની લીલા, હાવ ભાવવાળું મુખકમલ કરીને, એટલું જ નહિ પણ "નિર્માણિ વેણુવિવરેષુ નિવેશયંતમ્" પોતાના ઓષ્ઠ ઉપરની બંશીને કર્ણપર લગાવીને કંઈક સંકેત, હાસ, પરિહાસ કરતા દર્શન દે. બંશી બજાવવાના કારણે "દોલાયમાનનયન" નયન ઘણાં ચંચળ થયાં છે. મદ રસથી પૂર્ણ છે. તેથી "નયનાભિરામ" કહ્યા છે. પ્રેમ માટે લોભ જોઈએ. શાસ્ત્ર કે યુક્તિ વિચારના સાધનોથી પ્રેમ નહિ વધે.

અંતરંગ લીલામાં—હે સખીઓ, શ્રીકૃષ્ણ પ્રિયતમને કયારે પરસ્પર જોઈશ? કયારે એ મારા પ્રિય મને કુંજમાં પ્રેરણાકરી અનુમોદન આપશે?

શ્લોક ૫૦-વસંતતિલક છંદ.

લગ્નં મુહુર્મનસિ લંપટસંપ્રદાય-
લેખાવલેહિનિરસન્નમનોજ્ઞવેષમ્ ।।
રજ્યન્મૃદુસ્મિતમૃદુલસિતાધરાંશુ-
રાકેન્દુલાલિતમુખેન્દુમુકુંદબાલ્યમ્ ।।૫૦।।

પદ ૫૦-ભાવાર્થ

લાગિ ગયો મન પટકે ।
અબ કૈસે હુ છૂટત નાહિં, દિન દિન બાઢત ચટકે ।।
રંગ રાતે મસકાતે અધર મુખ, ચંદ્રકિરન જ્યોં છટકે ।
આંતિ ચંદ્ર ઉતરાત આનન, વારિ અપન પો અટકે ।।
મોરપખા મુરલી વનમાલા, કસિ કટિ પિયરો પટકે ।
રસલંપટ મન લૂટત "પ્રેમ" યહ, વેષ મનોહર નટકે ।।

બિલ્વમંગલ હૃદયમાં શ્રીકૃષ્ણની અનેક ચંચલ મધુર લીલાઓના સાંગ માનસ દર્શન વડે પરિપૂર્ણ કરે છે. આ શ્લોકમાં પણ 'મુકુંદબાલ્યં મે મનસિ મુહુર્લગ્નં.' મુકુંદનું કિશોર ચાપલ્ય મારા મનમાં વારંવાર લાગી ગયું છે, હવે તે છૂટવું મુશ્કેલ છે. કારણકે તે પ્રેમની પકડ છે જ્ઞાનની નહિ; કૃપાની પકડ છે, સાધનની નહિ. મુકુંદ એટલે (મુ=મુક્તિ, કુ=ભક્તિ, દ=દેવાવાળા) મુક્તિ અને ભક્તિ દેવાવાળા છે. અથવા તો સ્મરણ માત્રથી મુક્તિ દેવાવાળા છે. મુક્તિ કરતાંય મુકુંદની લીલાનું સ્મરણ વધારે આનંદ આપનાર છે "મુકુંદ બાલ્યં લીલા" મન મુકુંદની સેવાથી શુદ્ધ થાય તેટલું યમ નિયમ અને અષ્ટાંગ યોગધારાથી પણ શુદ્ધ થતું નથી. એટલે જ "અહંતરિષ્યામિ દુરતપાર" કહે છે.

મુકુંદના સ્પર્શથી કુબ્જા પણ સર્વે પાપોથી-દોષોથી મુક્ત થઈ દિવ્ય રમણી બની હતી. ભગવાન મુકુંદ ભજન કરનારને મુક્તિ આપી છેડો છોડે છે. ભક્તિ તો કદાચિત જ આપે છે. "લંપટસંપ્રદાયલેખાવલેહિની"નો અર્થ : સંપ્રદાય એટલે પરંપરાથી તેવી જે રસની લીલા (નાના પ્રકારના રસ) તેનો આસ્વાદ કરવાનો જેનો સ્વભાવ છે એવું મન અર્થાત્ અન્યમંગ તજીને રસિકોનો સંગ કરવા, તથા અન્ય શાસ્ત્ર ત્યાગ કરી રસમય વાણીનું આસ્વાદન કરવા મારા મનનો સ્વભાવ થયો છે અનુકૂલ સાધન તથા સંગ થવાથી લક્ષ્ય વસ્તુની પ્રાપ્તિ થાય છે જ્ઞાન માટે • જ્ઞાનીનો ને, પ્રેમ માટે પ્રેમીનો સંગ ઘટે. લંપટ એટલે સ્વતંત્ર સ્વચ્છંદાચારી અભીષ્ટ વિષયમા પરમાસક્ત મધુકરની માફક ભગવાનની કથામાં આસક્ત જનોને શ્રીમદ્ ભગવાનના મહાત્મ્યના લંપટ કહેવાય છે. તેથી વ્યાસદેવ લંપટ, શુકદેવ લંપટ, પરીક્ષિત લંપટ, પૃથુ લંપટ, સનકાદિકો લંપટ છે-શિવજી પણ લંપટ છે તે બધા કરતાય કૃષ્ણ મહાલંપટ છે, કારણકે તે સર્વ ભક્તો પ્રતિ આસક્ત છે.

અંતરંગ લીલામાં—રાધાજીને તેમની સખીઓ ક્ષણ માટેશ્રીકૃષ્ણ-ની ચિંતા છોડી દેવાનું કહે છે. ત્યારે શ્રીરાધિકાજી કહે છે કે-તે કેમ બંસરે? તે મુકુંદનું ચાપલ્ય મારા મનમાં સંલગ્ન થઈ ગયુ છે.

મુકુંદ એટલે તેમના મુખ પર ચંબેલીના ખીલેલા ફૂલ જેવું સ્મિત છે. એવા તેની લીલાઓમાં મારૂં મન ચોંટી ગયું છે. મન છૂટે તો જ ચિંતા છૂટે પણ મન પર તો તે મુકુંદનો એવો પાકો રંગ લાગી ગયો છે કે ભલે મન કાઢી જાય પણ રંગ જવો મુશ્કેલ છે. તો હવે હું શું કરૂં? "શ્યામ રંગ રાચી વ્રજનારી, *ઔર રંગ સબ દીનો ડારી; કુસુમ રંગ ગુરુજન પિતુ માતા,* હરિત રંગ ભગિની અરુ ભ્રાતા; દિન ચાર મેં સબ ઉડી જૈહે, શ્યામ રંગ અજરામર રૈ હૈ".

મારું મન મારે વશ નથી, એ મહાલંપટ છે. મારા માટે શ્રીકૃષ્ણ સિવાય અન્ય વિષય નકામો છે. મોટા જ્ઞાનીઓનું ચિત્ત પણ શ્રીકૃષ્ણના મનોહર વેષમાં આસક્ત થયું છે, તેવા પરમોત્કૃષ્ટ ધનને પ્રાપ્ત કરી, મારું કંગાલ મન મહા ધની બન્યું છે. તે ત્રિભુવન મનોહારી મનમોહનને મારૂં મન હવે કેમ છોડે?

શ્લોક-૫૨

અહિમકરકરનિકરમૃદુમુદિતલક્ષ્મી-
સરસતરસરસિરુહસદશદશિ દેવે ॥
વ્રજયુવતિરતિકલહવિજયનિજલીલા-
મદમુદિતવદનશશિમધુરિમણિ લીયે ॥૫૬॥

૫૬ ૫૨-ભાવાર્થ

હિમ-કરતે તાતે, ન તાતે અહિમ-કરતે,
ઐસે રવિકિરનન તે 'કમલ' જ્યો ખિલ્યો હૈ ।
નીલ તન રતિ રગ રસ ભરે મુસકરાતે,
ઐસે કમલ નયન તન દેવ, ઉદયો હૈ ॥
હાસ પરિહાસ વિલાસ પરકાસ રસ,
જયકરિ ગોપિનકો, મોદ મદ ભર્યો હૈ ।
ઐસે મુખ ઇન્દુ બિચ સિન્ધુ મધુ ઉમગિ રહ્યો,
-બિંદુ જ્યોં "પ્રેમ" મન લીન હોન ચલ્યો હૈ ॥

શ્રીકૃષ્ણનું ચાપલ્ય એકલું શા માટે સુંદર? તેમનું સર્વેયે, મધુરં મધુરં છે મન કોને પકડે, અને કોને છોડે? મન તેમાં દૂધ પાણી માફક લીન થઈ જાય તો જ સર્વાંગ માધુરીનો આસ્વાદ કરી શકે. તે સિવાય મનનું બીજું કર્તવ્ય પણ શું છે? અને આશ્રય પણ કયો? "મધુરિમલિ લીયે" આ માધુર્યના સિંધુમાં હું લીન થઈ રહ્યો છું. તે માધુર્યસિંધુ પણ કેવો છે? સૂર્યકિરણ દ્વારા અલ્પ વિકસિત અતિશય શોભિત, સરસિજ કમલ સમાન તો એમનાં નેત્ર છે. તથા યુવતીઓ સહિત રતિ કલહમાં વિજયીની લીલાના કારણે ગર્વથી તેમનું વદનચંદ્ર પ્રફુલ્લ છે અને તે દેવ ક્રાન્તિમાન તથા ક્રીડા-પરાયણ છે. "અહિમકર" એટલે ન તો શીતલ ન તો ઉષ્ણ કિરણ.

અંતરંગ લીલામાં— શ્રીરાધિકાજીનાં નેત્ર, મન, પ્રાણ શ્રીકૃષ્ણના માધુર્યમાં તલ્લીન થયાં છે. તેમને પોતાનો દેહ નહિ ટકે તેમ લાગે છે. તે કહે છે કે મારી ઇન્દ્રિયો, મન, પ્રાણ સમસ્ત શ્રીકૃષ્ણના માધુર્યસિંધુમાં લીન થઈ રહ્યા છે.

શ્લોક પર–માલિની છંદ

કર–કમલ–દલ–કલિત–લલિત–તરભ શી–
કલનિનદ–ગલદમૃત–ઘનસરસિ દેવે ॥
સહજ રસભર–ભરિત–દરહસિત–વીથી–
સતતવહદધરમણિ–મધુરિમણિ લીયે ॥૫૨॥

પદ પર-ભાવાર્થ

કમલસે કરનમધિ પાંખુરિન અંગુરિન,
હરન મન મુરલી હરિ તહાં ધર્યો હૈ।
ઉચ્ચરત કલ સુરન અમૃત રસ ધરન,
ભરન સુખસરવર ઘન મનો ભયો હૈ ॥
હસન રસ ભરિત અવલી વીથી લસન,
વહન અધર મણિ મધુરસ છયો હૈ।
ઐસે સુખ ઇંદુ બીચ સિંધુ રસ ઉમગિ રહ્યો હૈ,
બિંદુ જ્યોં "પ્રેમ" મન લીન હોન ચહ્યો હૈ ॥

પૂર્વ શ્લોકમાં વદનચંદ્ર સહિત નયન કમલની માધુરીમાં ચિત્ત લીન થઈ રહ્યું હતું. આ શ્લોકમાં અધરામૃત

અને બંસીનાદામૃતની લીલામાં ચિત્ત લીન થાય છે. લીલાશુક કહે છે કે એ પ્રભુના હાથ કમલરૂપ છે અને એમની આંગળી-ઓ એ કમલની પાંખડિયો છે. ને હાથમાં અતિ લલિત એવી બંસી ધારેલી છે. તે કલકલ રવ ધ્વનિકાઢે છે. ને એ ધ્વનિમાં સુધા સુર-ધુનિ વિગલિત છે, ને માનો કૃષ્ણ સ્વયં સુધાસાગર છે.

અંતરંગ લીલામાં—રાધાજીને નિકુંજમાં જવાનું સૂચન કરવા માટે મધુર બંસીનાદ કર્યો હતો તેનું સ્મરણ આપે છે. શ્રીરાધાજી કહે છે કે સખીરી, આ ઉલ્લસિત કાન્તિમાન તથા ક્રીડારસપ્રિય દેવ છે. તેમની મધુર સ્મિત ધારા એના સ્વાભાવિક માધુર્યદ્વારા સૌને આનંદ આપી રહીછે.

શ્લોક ૫૩–માલિની છંદઃ

કુસુમ–શર–શર સમરકુપિતમદગોપીકુચ–
કલસઘુસૃણરસલસદુરસિ દેવે ।
મદમુદિત–મૃદુહસિત–મુષિત–શશિશોભા,
મુહુરધિક મુખકમલમધુરિમણિ લીયે ।।૫૩।।

પદ ૫૩–ભાવાર્થ

કુસુમસર સરનકોં કરન દલમલન હિત,
ગોપીમદ ઓપી કોપી દેવ ભુજ ભર્યો હૈ ।
કલસકુચકુમકુમકે મસન રસલેપનસોં
લસત પટ ઉર કછુ જાન ના કહ્યો હૈ ।।
વિજયમંદ ફૂલનસોં ફૂલિ ફૂલિ ફૂલ હંસન,
હસ્ન શશિ શોભા છિન અધિકે બન્યો હૈ ।
એસે મુખકમલ જહાં શશી ન સિંધુ વસેં,
બિંદુ જ્યોં "પ્રેમ" મન લીન હોન વહ્યો હૈ ।।

કામદેવનાં બાણોથી સમરમાં કોપિત થઈ તેને પરાસ્ત કરવા (હરાવવા) માટે યૌવનમદથી ગોપીઓના પરિરંભણના કારણે એમનું વક્ષસ્થલ ઉરોજના કુંકુંમ રસથી ચિત્રિત થયું છે, અને વિજયના ગર્વથી હર્ષિત ને પ્રફુલ્લિત મૃદુ હાસ્યદ્વારા ચંદ્રની શોભાને હરતા પોતાના મુખકમળની મધુરતાની ક્ષણે ક્ષણે વૃદ્ધિ કરી રહ્યા છે. ।

તે ઉજ્જવળ કાન્તિમાન ક્રીડાશીલ દેવ શ્રીકૃષ્ણમાં મારૂં મન ડૂબી ગયું છે.

કુસુમશર અહીં પ્રાકૃત કામ તાત્પર્ય નથી. તે તો રાસવિલાસથી મૂર્છિત થયો છે. કામદેવ પણ શ્રીકૃષ્ણના ચરણારવિંદ પર મસ્તક રાખી બંદી બન્યો છે. તે તેમનાં હૃદયમાં કેમ પ્રવેશે? તેમની લીલામાં પણ કેમ પ્રવેશ કરી શકે? શ્રીમદ્‌વલ્લભાચાર્યજી શ્રીસુબોધિનીજીમાં કહે છે કે આત્મારામ હોવા છતાં ગોપીજનોને રમણ કરાવ્યું. રમણની અહીં બધી ક્રિયાઓ હોવા છતાં કામ ભાવ સર્વથા નાસ્તિ છે.

અંતરંગ લીલામાં—શ્રીકૃષ્ણના સંભોગાન્તઃ કાલીન માધુર્યની સ્ફૂર્તિ થવાથી શ્રીરાધિકાજીનો આ પ્રલાપ છે. ગોપી એટલે અહીં ગોપાંગના રાધા જ સમજવાં.

શ્લોક ૫૪–શાર્દૂલવિક્રીડિત

આનમ્રામસિત ભ્રૂવોરુપચિતામક્ષીણપક્ષ્માંકુરે–
ષ્વાલોલામનુરાગિણોર્નયનયોરાર્દ્રાં મૃદૌ જલ્પિતે ॥
આતામ્રામધરામૃતં મદકલામમ્લાનવંશીસ્વને–
ષ્વાશાસ્તે મમ લોચનં વ્રજશિશોર્મૂર્તિં જગન્મોહિનીમ્ ॥૫૪॥

પદ ૫૪–ભાવાર્થ

મમ લોચન ત્રાસ ન માનત હૈં, નિત પાની હી પાની માંગિ રહે ।
ભ્રકુટિ પલકેં ઝલકેં હિયમેં, તન બાન કમાન જ્યું લાગિ રહે ॥
વહ લાજ ભરે લોચન ચંચલ બતિયાં રસભરી જિય પાગિ રહે ।
વહ મૂરતિ મનહર જગ મંદિરકી, સુંદર શ્યામકી જાગી રહે ॥
હમ આશ લગાયે બૈઠે હૈં, નિત પાની હી પાની માંગિ રહે ॥
વહ રાગભરે મુરલી ધુનિકી, ઇક તાનકો કાન યહ લાગિ રહે ।
વહ રસ અરૂ રંગભરે જો અધર, ઇક બુંદ હૂ હમ ના ભાગિ કહે ॥
જગમોહન સુંદર શ્યામ અરે, બિન "પ્રેમ" હમહિં દુરભાગિ રહે ॥

અંતરવૃત્તિ લોપ થઈને મન બહાર આવ્યું. તેથી પુનઃ દર્શન કરવા માટે ઉત્કંઠા થઈ–મારાં નેત્ર વ્રજકિશોરની વિશ્વમોહિની મૂર્તિના દર્શન માટે લાલાયિત છે. તે મૂર્તિ કેવી છે? (૧) તેમની ભ્રૂકુટી

કંઈક ઝુકેલી ને વાંકી છે તથા શ્યામ છે. માનો તે કામવિજયી કમાન (કાર્મુક) છે, જેની પ્રત્યંચા (દોરી) કદી ઢીલી હોતી નથી; સદૈવ ચઢેલી જ રહે છે. તે કમાન બાણુ જગદ્વિજયી કામદેવની પણ વિજયી હોવાંથી જગન્મોહિની છે, (૨) એ મૂર્તિના પક્ષ્માંકુર (પલક) સઘન છે. તેથી તેની શોભામાં વૃદ્ધિ થઈ છે. (૩) એનાં લોચન યુગલ અતિચંચલ તથા અનુરાગપૂર્ણ છે. તેથી એ જગન્મોહિની મૂર્તિ લાગે છે.

અંતરંગ લીલામાં-પ્રલાપ વિલાપ કરતાં રાધાજી મૂર્છિત થઈ ભૂમિ પર પડી ગયાં. તે અવસ્થામાં તેમનાં મીંચેલાં નયન શ્રીકૃષ્ણના માધુર્યસિંધુમાં ડૂબી ગયાં. આવી દશામાં પણ એમનાં નયન શ્રીકૃષ્ણદર્શનની પિપાસાથી વ્યાકુલ છે. રાધાજી કહે છે કે હું જો લીન થઇ તો વ્રજકિશોરનાં દર્શન કેમ થશે? તેમાં નેત્રોનો શો દોષ છે? કારણ કે તે સ્વરૂપજ જગન્મોહિનીરૂપ છે.

શ્લોક ૫૫-શાલિની છંદ

તત્કૈશોરં તચ્ચ વક્ત્રારવિંદં, તત્કારુણ્યં તે ચ લીલાકટાક્ષાઃ ।
તત્સૌંદર્યં સા ચ સાન્દ્રસ્મિતશ્રી સત્યં સત્યં દુર્લભં દૈવતેઽપિ ॥૫૫॥

પદ ૫૫ ભાવાર્થ

સબ રૂપ હરિ કે સુંદર હૈં, પર વહ સુંદર સુંદર સુંદર ।
વહ રૂપ કિશોર છબિલો નટવર, રાસ પુરંદર નાગર વર ॥
વહ વદનકમલ રસસોં ટલમલ, વહ મંદ કલમુરલી અધરન ધરં ।
વહ કરુણા કર દાતાર મહારસ "પ્રેમાનંદ" નિર્મલ નિર્ઝર ॥૧॥
વે લીલાધર લોચન કોરન વે સારન માર કે તારન જન ઠરં ।
વહ રૂપ સુઢૌના સુઘર સલૌના સાંવરો રસ ઘન મૂરતિ ધર ॥
વહ હાસ હુલાસ પ્રકાશ મહારસ મધુર વિલાસ સુખ શીવર ।
સત્ય યહ સત્ય યહ દુર્લભ દેવન ઈશન દુર્લભ બિનુ રાધાવર ॥૨॥

પૂર્વ શ્લોકમાં જગન્મોહિની સ્વરૂપનું વર્ણન કરતાં કહે છે કે શ્રીવિઠ્ઠલનાથ, શ્રીરંગનાથ કરતાં પણ તે સુંદર અતિસુંદર છે. હું ખાત્રીપૂર્વક કહું છું, હું શપથ પૂર્વક કહું છું. તમે વિશ્વાસ કરો. આ મારો અનુભવ છે.

તત્કૈશોરં—તે પ્રસિદ્ધ કિશોર અવસ્થા, લક્ષ્મીનારાયણ પર્યંત પણ સર્વને આકર્ષે છે.

તચ્ચ વક્ત્રારવિંદં—વદન, નયન, ગંડસ્થલ, અધર, ભ્રૂવિલાસ આદિની માધુરીથી યુક્ત રાસ વિલાસી મુખકમલ અદ્ભુત છે.

તત્કારુણ્યં—તેમની કૃપા અહૈતુક છે જગતની કરુણામાં દુઃખની અપેક્ષા છે. એક જીવને દુઃખી જોઇ, બીજા જીવને તેના ઉપર કરુણા આવે છે. પણ ભગવાનની કરુણામાં દુઃખ હેતુ નથી. તે કરુણા નિરપેક્ષ છે. દુઃખી કે સુખી ભક્તો કે અભક્તો સૌ પર પણ તેની કરુણા છે. કેવળ આપણને તેનો અનુભવ નથી. તેવી નિરુપાધિ કરુણા બીજા દેવતાઓમાં નથી.

તત્સૌંદર્યં—ભગવાનનું રાસક્રીડારત સૌન્દર્ય.

સા ચ મંદસ્મિતશ્રી—'સા' એટલે અલૌકિક આનંદ રસ છે. સર્વ ભગવદ્સ્વરૂપોમાં મંદસ્મિત છે. પણ આ તો અલૌકિક રસ છે. એ અન્યત્ર દુર્લભ છે. કારણ કે રાસવિલાસ નારાયણ દેવમાં પણ નથી, શ્રીકૃષ્ણમાં પણ વ્રજ સિવાય અન્યત્ર રાસલીલા નથી. અને જ્યારે રાસલીલા નથી, તો બીજા રાસોલ્લાસ તો ક્યાંથી હોય ? તે વિના છબીની છટાની ઘટા ક્યાંથી ? "મૂલો નાસ્તિ કુતઃશાખા" માટે શ્રીકૃષ્ણ પરાત્પર દેવ છે, પરમ આરાધ્ય તત્ત્વ છે.

અંતરંગ લીલામાં—રાધિકાજી શપથ(સોગન્દ)પૂર્વક કહી રહ્યાં છે કે આ માધુરી મૂર્તિ અન્યત્ર દુર્લભ છે.

૨૩ શ્લોકથી ૫૫ શ્લોક સુધીમાં શ્રીકૃષ્ણ વિરહિણી ગોપીઓના પુનઃ શ્રીકૃષ્ણ દર્શનની ઉત્કંઠા માટેના ભિન્નમંગલના પ્રલાપ છે. આ આહ્લાદશાના પ્રથમ પ્રકારમાં પૂર્વરાગની અવસ્થાનું વર્ણન છે. હવેના શ્લોકથી દ્વિતીય ભેદ સ્ફૂર્તિમાં સાક્ષાત્કાર ભ્રમનો આરંભ છે.

શ્લોક ૫૬—પ્રહર્ષિણી છંદઃ

વિશ્વોપપ્લવશમનૈકબદ્ધદીક્ષં
વિશ્વાસસ્તવકિતચેતસાં જનાનામ્ ॥

પ્રશ્યામપ્રતિનવકાન્તિકંદલાર્દ્રં
પશ્યામઃ પથિ પથિ શૈશવં મુરારેઃ ॥૫૬॥

પદ ૫૬-ભાવાર્થ

યહ દેખો શ્યામ, યહ દેખો શ્યામ, પથ પથમેં યહ ઠાડે શ્યામ ।
શ્યામલજ્યોતિ, અંગ ઉદ્યોતિ, છિન છિન નવકાન્તિ હોવી ॥
મોહન રસ ભીને, દયા કીને, સુખ દીને, અહા નયનપ્રાણુ-મનોભિરામ॥૧॥
કરિ વિશ્વાસ જન તુમાર, ફૂવે ફિરે દુઃખ વિસાર, ચરણકમલ લાગિતાર ।
ટારો કટિ કસિકે, દુઃખ તિનકે, તનમન કે,
અહા "પ્રેમ" પ્રભુ પૂરત જન કામ ॥૨॥

હવે ૫૬ થી ૬૦ સુધીના પાંચ શ્લોકમાં સ્ફૂર્તિની પ્રેરણા છે. તેમાં સાક્ષાત્કારના ભ્રમનું વર્ણન છે. આ બાહ્ય દશાનો બીજા પ્રકારનો ભેદ છે. પ્રથમના શ્લોકમાં તર્કેયોરાદિ પદદ્વારા ભગવાનની કિશોર મૂર્તિ જે દેવતાઓને પણ દુર્લભ છે તેનું વર્ણન કર્યું. પછી તે કિશોર મૂર્તિ નેત્ર સન્મુખ થઈ, તેથી બોલ્યા કે "પશ્યામઃ પથિ પથિ શૈશવં મુરારેઃ" અર્થાત્ કિશોર વયસ સૌંદર્ય, માધુર્ય, ચપલતા, આદિનાં દર્શન કરીએ છીએ. હવે અનુભવ પથપથમાં કરી રહ્યા છે. તે કેવા છે? 'પ્રશ્યામ' એટલે ઉજ્જ્વલ શ્યામ વર્ણ વિશિષ્ટ છે. તથા "પ્રતિનવકાન્તિ કંદલાર્દ્ર" એટલે પ્રતિક્ષણ નવી નવી કાન્તિના ઉદ્રેકથી સદૈવ સરસ અને સ્નિગ્ધ છે. સાધારણ શ્યામરંગમાં ઉજ્જ્વલ કાન્તિ હોતી નથી, એટલે શ્યામ વર્ણની વિશેષતા બતાવવાને માટે ઉપસર્ગ મૂકી "પ્રશ્યામ" શબ્દ વાપર્યો છે, વળી 'નવકાન્તિ કંદલાર્દ્ર' વગેરે શબ્દ મૂકી વિશેષ કાન્તિનું સૂચન કર્યું છે. "વિશ્વોપપ્લવ, શમનૈક-જનાનામ્" વિશ્વાસ શ્રદ્ધાના કારણે પ્રફુલ્લ ચિત્ત ભક્તોના સમસ્ત આપદ વિપદ શાંત કરવા માટે મુરારિએ દીક્ષા લીધી છે. અર્થાત જે કોઈ દઢ દિલાસો રાખી પ્રભુ શ્રીકૃષ્ણ ચંદ્રને ભજે છે—તેના પર જ નિર્ભર છે, તે ભક્તોનાં સર્વ દુઃખ નિવારણ કરવા માટે ભગવાન કટિબદ્ધ છે. શરણાગતિ છ પ્રકારની છે. તેમાં "પ્રભુ મારું સર્વ પ્રકારે રક્ષણ કરશે જ" આ દઢ વિશ્વાસ એ મુખ્ય શ્રેષ્ઠ પ્રકાર છે,

આનુકૂલસ્ય સંકલ્પ:, પ્રાતિકૂલસ્ય વર્જનમ્ ।
રક્ષિષ્યસીતિવિશ્વાસો, ગોપ્તૃત્વં વરણં તથા ।
આત્મનિક્ષેપકાર્પણ્યે ષડ્વિધા: શરણાગતિ: ॥

બિનુકૃપા ન હરિભજન, તેહિ બિનુ દ્રવહિ ન શ્યામ ।
શ્યામ વિશ્વાસ બિનુ સપને હુ, જીવ ન લહહિં વિશ્રામ ॥

અંતરંગ લીલામાં—પહેલાંના, પાંચ શ્લોકમાં રાધાજી પ્રભુની શોધમાં પ્રલાપ કરે છે. હવે પાંચ શ્લોકમાં શ્રીકૃષ્ણની સ્ફૂર્તિમાં સાક્ષાત્કાર ભ્રમના પ્રલાપ છે. પ્રલાપ કરતાં પથની બાજુ અવલોકન કરે છે કે, કોણ? શ્રીકૃષ્ણ પધારી રહ્યા છે. તે આવી રહ્યા છે તેમ લાગતાં સાક્ષાત્કાર માની પ્રલાપ કરવા લાગ્યાં.

શ્લોક ૫૭-સાર્દૂલવિક્રીડિત

મૌલિશ્ચંદ્રકભૂષણો મરકતસ્તંભાભિરામં વપુ-
ર્વક્ત્રં ચિત્રવિમુગ્ધહાસમધુરં બાલે વિલોલે દૃશૌ ।
વાચઃશૈશવશીતલામદગજશ્લાઘ્યાવિલાસસ્થિતિ-
ર્મંદમન્દમયેક એષ મથુરાવીથીં મિથો ગાહતે ॥૫૭॥

પદ ૫૭-ભાવાર્થ

યહ કુંજનકે મારગસે કૌન આ રહા હૈ ।
જ્યોં કરકો ઝુલાતે હરિ આ રહા હૈ ॥
યહ મસ્તક પર મોરનકી ચંદ્રકલા હૈં ।
દમકતા હરા તન હરિ આ રહા હૈ ।
યહ મુખ પર તિલક ચિત્ર ક્યા હી રચાયે ।
યહ હંસતા હુઆ મન હરિ આરહા હૈ ॥
યહ ખંજનસી અખિયાં જ્યોં ઉડઉડ કે બોલેં ।
યહ બાદલ સા બાલક ઝડી લા રહા હૈ ॥
લો દો ચાર મુખસે ભી ફૂલ ઝડ રહે હૈં ।
જલે "પ્રેમ" તન મન તરી લા રહા હૈ ॥

એ કોણ મથુરાના માર્ગ પર પરિકર સહિત મંદ મંદ ગતિથી આવી રહ્યા છે? પદસંચારણ કરી રહ્યા છે? કંઈક પાસે આવ્યા એટલે ભક્ત કહે છે કે અહા આ તો અમારા પરિચિત શ્રીકૃષ્ણ

છે. અહા માથા પર મોરપીંછની ચંદ્રકલાનું ભૂષણ છે, તેમનું શરીર તો મરકતમણિના રત્નથી પણ અધિક સુંદર છે. વધુ સમીપ આવ્યા ત્યાં કહે છે કે તેમના મુખ પર તિલક છે તે પત્રાંકુરની વિચિત્ર રચનાથી અતિ સુંદર લાગે છે. તેમનું મંદ મંદ હાસ્ય પરમ સુંદર છે. તેમનાં નેત્ર બાલકના જેવાં કોમળ છે, પણ તે ચંચળ યુવાનેત્ર જેવાં છે. તે થોડું થોડું મૃદુ મૃદુ મીઠું બોલી પણ રહ્યા છે એમનાં વચનો જાણે સુકુમારતાના ફૂલ વરસી રહ્યાં છે. એ કેવા મંદ મંદ લટક લટક હાથ ઝુલાવતા મદમાતી ગજગતિથી લજાતા ચાલી રહ્યા છે! નિશ્ચય થાય છે કે એ મથુરાથી શ્રીકૃષ્ણ સ્વયં આવી રહ્યા છે. કોઈ ટીકાકારે "મિથો ગાહતે"નો અર્થ એકલા પણ કર્યો છે. પરંતુ ચૈતન્ય પ્રભુએ પરિવારસહિત એવો અર્થ કર્યો છે.

ભગવાનનું શ્રીઅંગ ઇન્દ્રનીલમણિ જેવું છે. છતાં અહીં મરકત મણિ કેમ કહ્યું છે? તેના બે કારણ છે. (૧) સુવર્ણ અલંકારથી (૨) ગોપી સાહિત્યથી, સુવર્ણની પીળી કાન્તિ નીલવર્ણ પર પડવાથી મરકતમણિ જેવો લીલો રંગ હોય તેવું લાગે છે (૨) શ્રીરાધિકાજીના ગૌર સુવર્ણમય અંગની કાન્તિ, શ્રીકૃષ્ણની નીલમણિ જેવી કાન્તિમાં મિશ્રિત થવાથી મરકતમણિ જેવો રંગ કહ્યો છે, મહારાસમાં બે બે ગોપી વચ્ચે પ્રભુ મરકતમણિ જેવા લાગતા "મધ્યે મણિનાં હૈમાના મહા મારકતો યથા".

> મેરી ભવબાધા હરો, રાધા નાગર સોય ।
> જા તનકી ઝાંઈ પરે, શ્યામ હરિત દ્યુતિ હોય ॥
>
> જા મેં રસ સોઈ હરો, યહ જાનત સબ કોઈ ।
> ગૌર શ્યામ દોઉ રંગ બિન, હરો રંગ નહિ હોઇ ॥

શ્યામ શ્રીકૃષ્ણ તથા શ્રીરાધાજી ગૌર-ની કાન્તિ એકત્ર થાય છે, તેથી વિશેષ શોભે છે. બન્નેનો હરો-રંગ થાય છે. મન તો હર્યું છે, ઉપરાંત તન પણ હર્યું બને છે. આ પ્રમાણે બન્ને હરિ ચિન્તન મન ને ગુણથી

અંતરંગ લીલામાં-શ્રીરાધિકાજીને એવું પ્રતીત થાય છે કે નિકુન્જના પથ પરથી શ્રીકૃષ્ણ મંદમંદ ગતિથી આગમન કરી રહ્યા છે.

શ્લોક ૫૮-શાર્દૂલવિક્રીડિત છંદઃ

પાદૌ વાદવિનિર્જિતામ્બુજવનૌ પદ્માલયાલંબિતૌ
પાણી વેણુવિનોદપ્રણયિનૌ પર્યાપ્તશિલ્પશ્રિયૌ ॥
બાહૂ દોહદભાજન મૃગદૃશાં માધુર્યધારાંકિરૌ ।
વક્ત્રં વાગ્વિષયાતિલંઘનમહો બાલં કિમેતન્મહઃ ॥૫૮॥

પદ ૫૮-ભાવાર્થ

પાદનને પદ્મવનવાદન પરાસ્ત કિયે ।
આય પાદ પદ્મનહિ પદ્મા કિયોવાસ હૈ ॥
વાસ હૈ મુરલીકો પાવન મધિ-પ્યારી મહા ।
ઐસે કરકંજલાલ, સોભા શિલ્પ રાશ હૈ ॥
રાશ હૈ બાહુયુગલ ગોપિન અભિલાષ કો ।
સ્રવત હૈ ધાર મધુ પૂરન જન આસ હૈ ॥
આસ હૈ "પ્રેમ" કો ન બાની કો વીલાસ જહાં ।
ઐસો મુખ શ્યામ કહા અચરજ પ્રકાશ હૈ ॥

લીલાશુકને પૂર્વશ્લોક માફક સ્ફૂર્તિનો સાક્ષાત્કાર ભ્રમ થાય છે શ્રીકૃષ્ણને આગમન કરતા જોઈને અને એમના અતિશય જ્યોતિર્મય માધુર્યથી ચકિત થઈ એ કહે છે, કેવી અદ્ભુત જ્યોતિ છે! તે વિશુદ્ધ સત્વમય ભગવદ્ જ્યોતિ છે કે શું બ્રહ્મ જ્યોતિ છે? નહીં નહીં, એ તો "બાલ કિશોરાકૃતિ" જ્યોતિ છે. તે નિરવયવ નથી પણ અવયવવાળી છે. તેમના ચરણકમલે તો કમળના વનને વાદ વિવાદમાં પરાસ્ત કર્યું છે. તેથી પ્રતીત થાય છે કે કમલા કમળવનનો ત્યાગ કરી શ્રીહરિના ચરણકમળમાં આવી રહી છે. તેમના હાથને બંસીવાદનમાં ઘણી પ્રીતિ છે. યુગલહસ્ત શોભાની સીમા છે, શિલ્પની સીમા છે. એ સમસ્ત કલાકલાપમાં પરમ કુશળ છે વળી એ ભુજાઓ તો કલ્પતરુની બે શાખાઓ છે. એ ગોપીઓના પ્રેમનું પાત્ર છે, તેમના સર્વ મનોરથોનો આધાર છે. ને બધા કરતાં વદનકાન્તિ તો વાણીના વિષયથી પર છે.

અન્ય અંગોનું તો યત્ કિંચિત્ વર્ણન થઈ શકે, પણ આ વદનનું માધુર્ય તો વાણીથી અગોચર છે. તેવા એ જ્યોતિર્મય બાલક અર્થાત્ કિશોર શ્રીકૃષ્ણ છે.

અંતરંગલીલામાં:—સખી પ્રતિ શ્રીરાધિકાજીનાં પૂર્વવત્ આ પ્રલાપ વચન છે.

શ્લોક ૫૯-શાર્દૂલ વિક્રીડિત છંદ:

એતન્નામ વિભૂષણં બહુમતં વેશાય શેષૈરલં
વક્ત્રં દ્વિત્રિવિશેષકાન્તિલહરીવિન્યાસધન્યાધરમ્ ॥
શિલ્પૈરલ્પધિયામગમ્યવિભવૈ:શૃંગારભંગીમયં
ચિત્રં ચિત્રમહો વિચિત્રમહહો, ચિત્રં વિચિત્રં મહ: ॥૫૯॥

૫૬ ૫૯-ભાવાર્થ

યહ સાંવલજ્યોતિ જ્યોતિ હૈ, પુનિ મૂરતિ હૈ અનં હોતિ હૈ ।
ઇસ મૂરત મેં યહ સુરત હૈ, જહાં રંગ વિરંગી જ્યોતિ હૈ ॥
બસ હરિકૈ સિર કવિ મોર રહે, સબ ઉપમા ઉપ-મા હોતી હૈ ।
યહ અચરજ હૈ અતિ અચેરજ હૈ,પુનિ અચરજ અચરજ હોતી હૈ॥૧॥
ઈસ મુખકી શૃંગાર કલાસે હાર બ્રહ્મ ભ્રાંતિ હોવી હૈ ।
સીંગારકો ગહનોં સે ક્યા, યહ અંગ જવાહર જ્યોતિ હૈ ॥
યહ રસીકોંને જાના હાના, સબ વેશ રૂપ યહાં ખોતી હૈ ।
બસ "પ્રેમ" યહ જ્યોતિ અચરજ હૈ, રસ બ્રહ્મકી જ્યોતિ હૈ ॥૨॥

શ્રીકૃષ્ણના મુખ માધુર્યને "વર્ણનાતીત" વાણીથી પર કહી લીલાશુકની વાણી ઉપરત થઈ ગઈ. છતાં પણ તે શ્રીમુખનો વિશેષ અનુભવ કરીને વર્ણન કરવા સાહસ કરે છે. ત્યાં તો વાણી ફરીથી અરુવદ્ધ થઇ ગઈ, અને એ "ચિત્ર છે વિચિત્ર છે ચિત્ર પણ છે વિચિત્ર પણ છે." એટલું કહી શાંત થઇ ગઈ. એ ચિત્રમાં વિવિધ પ્રકારની શિલ્પ ચાતુરી છે. તે તેજ ચિત્ર એટલે પરમ આશ્ચર્યજનક છે કારણકે સાકાર સગુણ થઈ એ સમસ્ત આશ્ચર્યનું પણ આશ્ચર્ય છે. મુખચંદ્ર વિશેષ ભૂષણ સ્વરૂપ છે. "કિમિવહિ મધુરાણાં મંડનં ...નાનામ્"તેમનું મુખચંદ્ર અધરદ્વારા ...ત છે. વિચિત્ર એટલે શ્રીકૃષ્ણના જ્યોતિર્મય વિગ્રહ

સ્વરૂપમાં જે શિલ્પ છે તે બ્રહ્માદિની બુદ્ધિથી પણ અગમ્ય છે. તાત્પર્ય કે શ્રીકૃષ્ણ જ્યોતિર્મય હોવા છતાં વિગ્રહ સ્વરૂપ પણ છે માધુર્ય મંડિત છે. માટે જ 'ચિત્રં વિચિત્રં મહઃ' છે.

શ્લોક ૬૦–વસંતતિલક છંદ

અગ્રે સમગ્રયતિ કામપિ કેલિલક્ષ્મી-
મન્યાસુ દિક્ષ્વપિ વિલોચનમેવ સાક્ષિ ॥
હા હંત હસ્તપથદૂરમહોકિમેત-
દાશાકિશોરમયમંબ જગત્ ત્રયં મે ॥૬૦॥

પદ ૬૦–ભાવાર્થ

યહ ઠાડે સનેહી શ્યામ ।
આયે લેન સુધિ દુખી જનકો કેલિકલાગુણધામ ॥
આગે ઠાડે, પાછે ઠાડે, ઠાડે દાહિને વામ ।
અચરજ યહ મન નિશ્ચય માન્યો, મેરે નૈન પ્રમાણ ॥
હાથ પસારે હાથ ન આવત ભાજત કિત બિન ઠામ ।
દરસ સહજ અબ પરસ કઠિન ભયો, હાય બડો દુ:ખ શામ ॥
કહા કહોં અહો અચરજ ભારી, મતિ ગતિ ના લહે ઠામ ।
ત્રિભુવન "પ્રેમ" રહ્યો અબ છાઈ, શ્યામ શ્યામ ઇક શ્યામ ॥

શ્રીકૃષ્ણ કોઈ અનિર્વચનીય કેલિ શોભાનો પ્રકાશ કરી રહ્યા છે. અર્થાત્ અપૂર્વ સૌંદર્ય માધુર્ય વિલાસ પ્રકાશિત થઇ રહ્યા છે. તે કેવળ સન્મુખ નથી, પણ અહીં તહીં આગળ પાછળ સર્વ દિશામાં છે. લાવ ત્યારે દર્શનની પુષ્ટિમા હાથથી સ્પર્શ પણ કરી લઉં. અરર' પણ હાયો હું જેમ જેમ હાથથી પકડવા જાઉં છું, તેમ તેમ તે દૂર દૂર જતા જાય છે, એ મારા હાથમાં આવતા નથી, તેમ જ દૃષ્ટિ આગળથી જતા પણ નથી. અહો, અંબ! શું લીલા છે! સત્ય છે કે ભ્રમ છે? જ્યાં જ્યાં નજર નાખું છું ત્યાં ત્યાં શ્રીકૃષ્ણ દેખાય છે. મારા અભિલાષોની મૂર્તિ એ કિશોર મારા પ્રાણોની દેવતા કિશોર શ્યામમય થઈ ગયા છે.

અંતરંગલીલામાં—આ શ્રીરાધિકાજીની ઉક્તિ છે. એમને શ્રીકૃષ્ણનાં સચમુચ સર્વત્ર દર્શન થઈ રહ્યાં છે પણ તે મૂર્તિ હાથ આવતી નથી. હાથ લંબાવતાં એ તો વધુ ને વધુ દૂર જઈ ઉભા રહે છે.

૫૬ થી ૬૦ સુધીના આ શ્લોકો સ્ફૂર્તિમાં સાક્ષાત્કાર ભ્રમના છે એ રાસમાંથી અંતર્હિત શ્રીકૃષ્ણની શોધમાં નીકળેલી ગોપીઓના ભ્રમના શ્લોક છે. હવે પછી શ્લોક ૬૧ થી ૬૭ સુધી દર્શન ઉત્કંઠાના પ્રલાપના શ્લોક છે.

શ્લોક ૬૧–તોટક છંદ

ચિકુરં બહુલં વિરલં ભ્રમરં, મૃદુલં વચનં વિપુલં નયનમ્ ।
અધરં મધુરં વદનં મધુરં, ચપલં ચરિતં ચ કદા નુ વિભો ॥૬૧॥

પદ ૬૧–ભાવાર્થ

કબ ઐસે હૂ ભાગ્ય જાગિ હૈ પ્રભો દયા કરો પ્રભો! દયા કરો ।
યહ તન સેવામેં લાગિ હૈ, પ્રભો! દયા કરો, પ્રભો! દયા કરો ॥૧॥
કેશ તિહારે કર બિચ ધારોં, અઁખિયન લાયક નીકે સમ્હારો ।
મોરપખા ધરિ સુમન સિંગારોં, દયા કરો, પ્રભો! દયા કરો ॥૨॥
અલક સમ્હારોં, અલિન નિવારોં, નૈન નલિન, ભરિ નૈન નિહારો ।
મૃદુ બોલન પર પ્રાણન વારોં, દયા કરો, પ્રભો! દયા કરો ॥૩॥
મુરલી ધરે મધુ અધર નિહારોં, વદનકમલ લખું સાંવલપ્યારો ।
લીલા ચપલ "પ્રેમ" ઉર ધારોં દયા કરો, પ્રભો! દયા કરો ॥૪॥

હે પ્રાણનાથ, હે કિશોર શ્યામ, આપ જો એક હાથ દૂર જ રહ્યા કરશો તો હું આપની સેવા કરવાની અભિલાષાઓ કેમ પૂરી કરી શકીશ? તમો વિભુ છો, સૌંદર્ય માધુર્યનો નિધિ છો, સર્વ દુઃખ હર્તા છો. આપની સેવાની લાલસાથી મારું ચિત્ત વ્યથિત થયું છે. કયારે સેવા પ્રાપ્ત કરી મારું દુઃખ દૂર થશે? 'કદા નુ'?

ચિકુરં બહુલં—મારા પ્રિયતમના કાળા ઘુંઘરાલા ચિકણાં કેશને સમ્હારી જૂડો કરી એમાં મોર પિચ્છ હું કયારે ધરીશ?

વિરલં ભ્રમરં—સૌંદર્યસુધાનિધિ વિભુના મુખપદ્મની સુગંધના લોભથી, તથા તેમના કેશમાં નાખેલ ફુલની સુગંધથી લોભાઈને આવતા ભ્રમરકુલને હું ક્યારે મારા હાથ વડે નિવારણ કરીશ? અથવા તો મુખપર ઉડતા વાળના ગુચ્છને હું ક્યારે સીધા કરીશ?

· વિપુલં નયનમ્—તે વિશાળ નેત્ર જે આનંદના સરોવર રસ રૂપ છે તેનાં દર્શન હું ક્યારે કરીશ!

અંતરંગ લીલામાં—શ્રીરાધિકાજી પોતાનો હાથ લંબાવી શ્રીકૃષ્ણને પકડી શક્યાં નહિ, ત્યારે મૂર્છિત થઈ પડી ગયાં. સખીઓ યથોચિત ઉપાય કરી સાંત્વના આપે છે. શ્રીરાધાજી પોતે પૂર્વકાલમાં શ્રીકૃષ્ણ સાથે વિહાર કરતાં જે જે સેવાઓ કરી હતી, તે સર્વ યાદ કરી પ્રલાપ કરે છે હે સખીઓ તે દુઃખહારી વિભુના કેશ સમારી તેમાં હું મુકુટ શૃંગાર ક્યારે કરીશ? તેમના મધુર અધરનાં દર્શન સાથે પાન ક્યારે કરીશ? અને એમના મધુર વદનનાં દર્શન સહિત ચુંબન હું ક્યારે કરીશ!

શ્લોક ૬૨–શાર્દૂલવિક્રીડિત છંદઃ

પરિપાલય ન કૃપાલયેત્યસકૃજ્જલ્પિતમાર્ત્તબાન્ધવઃ ।
મુરલીમૃદુલસ્વનાન્તરે વિભુરાકર્ણયિતા કદા નુ નઃ ॥૬૨॥

પદ ૬૨–ભાવાર્થ

અબ અર્જિત તજિ યહી અર્જે, આય બચાવહુ પ્રાણ ।
બંસીધુનિ બીચ યહી ધુન, સુનિ લીજો હે કાન્હ ॥

બિલ્વમંગલનો સ્થાયિભાવ મધુર રતિ છે. અને પોતાના પ્રાણનાથની વિવિધ સેવામાં પોતાની જાતને સમર્પિત કરી દેવી એ મધુ રતિભાવનો સ્વભાવ છે. જે સ્વભાવથી પોતાના પ્રાણનાથને વિવિધ સેવા માટે ઉત્કંઠ કરી વિવિધ કલ્પના જલ્પનાં કરે છે. ઇષ્ટની પ્રાપ્તિ થઈ રહી હોય કે નહિ પણ ભાવનો સ્વભાવ દુસ્ત્યજ છે. સંયોગ અવસ્થામાં મૂર્તિની સંપૂર્ણ સંભાવના પૂર્ણ રહેવાથી સર્વ આશા તથા સુખના પ્રલાપ હોય છે. વિયોગમાં આશા સહિત નિરાશાના તથા સુખ સહિત દુઃખના પ્રલાપ હોય છે.

લીલાશુક કહે છે કે આર્ત્તબંધુ મારી એક પોકાર પ્રાર્થના સાંભળો. આગમન કરી, પરિપાલન કરો, દર્શનાનંદ આપો. મારું વ્યર્થ જીવન સાર્થક કરો. મારું મન તો આપના મુરલીવાદનમાં તલ્લીન છે. મુરલીવાદનની વચ્ચે આ મંદભાગીનો મંદ પુકાર તો સાંભળશો. આપ સમર્થ છો. એટલું જ નહિ, પરંતુ કૃપાળુ પણ છો, આર્તબંધુ છો. બસ આટલી એક પ્રાર્થના છે, અધિક નહિ.

પરિપાલન શબ્દનો અર્થ—પ્રભુ આગમન કરીને પરિપાલન કરો એટલે નિત્ય દર્શનની અભિલાષા પૂરી કરો, જેમ નારદજીની ઈચ્છા પૂરી કરી તેમ. આગમન કરી ગમન કરી જાઓ તો પરિપાલન કર્યું કહેવાય નહિ. જો ભક્ત કહે કે આપને પુત્રવત ગોદમાં રમાડયા સિવાય મારા પ્રાણોનું પરિપાલન નહિ થઇ શકે. તો ભગવાનને પુત્ર પણ થવું પડે છે. જેમ મનુ-શતરૂપા, કશ્યપ-અદિતિ, નંદ-યશોદાનું પાલન કર્યું તેમ પાલન કરો.

અંતરંગ લીલામાં—શ્રીરાધિકાજી પ્રલાપ સહિત પ્રાર્થના કરે છે, કે પ્રભુ, કૃપા કરી આગમન કરી અમારી પરિપાલના કરો.

શ્લોક ૬૩-ઉપેંદ્રવજ્રા છંદઃ

કદા નુ કસ્યાં નુ વિપદ્દશાયાં, કૈશોરગંધિઃ કરુણામ્બુધિર્નઃ ।
વિલોચનાભ્યાં વિપુલાયતાભ્યાંમાલોકયિષ્યન્વિષયી કરોતિ ॥૬૩॥

પદ ૬૩-ભાવાર્થ

વિપદકી અબ સીમ કોઇ કૌનસી અજહુ રહી ।
જબકિ કરુણાસિંધુ હરિ હૈ કરુણા હમ પર હુ સહી ॥
વહ વિપુલોચન "પ્રેમ" સોં નવકિશોર હેરૈં કહીં ।
નયનપથમેં દીન હમ પર દૃષ્ટિ છકૈ દૈરૈં વહીં ॥

પૂર્વ શ્લોક માફક અહીં પણ દૈન્યપૂર્ણ વિજ્ઞપ્તિ છે જ્યારે તે નવકિશોર કરુણાસિંધુ પોતાનાં કરુણા ભરેલાં નેત્રદ્વારા મને અવલોકના કરે તેનાથી અધિક બીજી કઇ વિપદ દશા હશે? શું તે પોતાના મુરલીનાદમાં જ મગ્ન છે? જેથી તે મારી પ્રાર્થના સાંભળતા જ નથી. નહિ નહિ, તે તો કરુણાસિંધુ છે અને હું દુઃખાર્ત કરુણાપાત્ર છું. તેથી અવશ્ય મારી આર્તિને એ

શ્રવણ કરશે. તે માટે તો તેમને વિશાલ ને ચંચલ નેત્ર છે. પણ ક્યારે તે તેમ કરશે? તેમના દર્શન વગર હવે વધારે શું વિપદ બાકી છે? સીતાજીએ પણ શ્રીરામને આવું જ કહેલું છે.

મૈં પુનિ સમુઝિ દેખિ મન માંહિ,
પ્રિયવિયોગસમ દુખ "જગ" નાહીં ॥
પ્રાણનાથ તુમબિનુ જગમાંહિ,
મો કહું સુખદ કતહું કછુ નાહીં ॥
નાથ સકલસુખ સાથ તિહારે, ।
સરદવિમલ વિધુવદન નિહારે ॥ (રામાયણ)

શ્રીજાનકીજીએ અશોકવાટિકામાં વિરહદશામાં આવી જ પ્રાર્થના કરી હતી. તેમના વિરહતાપ આગળ ચિતાનો અગ્નિ પણ શીતલ સુખકર લાગે છે.

સંસારની વિપત્તિઓ વિપત્તિ નથી, પણ મહાસંપદ્ છે, તે ત્યાજ્ય નથી પણ પ્રાપ્ત કરવા જેવી છે—ઉપાદેય છે. કારણકે તે વિપત્તિઓ ભૂલેલાને ભગવાનનું સ્મરણ કરાવે છે. અને સ્મરણ કરનારને પ્રભુમિલાપ પણ કરી આપે છે. જેમણે પ્રભુપ્રાપ્તિ કરી છે તેમણે તે પ્રાપ્તિ દુઃખમાં જ કરી છે. કબીર સાહેબ કહે છે કે—

કબીર હસના દૂર કર, રોનેસે કર પ્રીત ।
બિન રોને કયાં પાઇએ, પ્રેમ પિયારા મીત ॥

પરીક્ષિત રાજાને ઉત્તરાના ગર્ભમાં જ આપત્તિકાળમાં ભક્તના વંશની રક્ષા માટે ફરતા ભગવાનનાં દર્શન થયેલાં. સંકટ દૂર થયું, એટલે ભગવાન પણ દૂર થયા. એટલા માટે કુંતામાતાએ તો પ્રભુ પાસે આપત્તિઓ જ માગેલી છે. વાસ્તવિક રીતે તો ભગવાનનો વિયોગ જ દુઃખ છે. તેથી વધુ બીજું કોઈ દુઃખ નથી. માટે બિલ્વમંગલ પણ કહે છે કે આપનાં દર્શન અનિરિક્ત મહા દુઃખ બીજું કયું છે?

અંતરંગ લીલામાં—વિલાપકારિણી રાધાજી સખીઓને કહે છે કે શ્રીકૃષ્ણ મહા કૃપાળુ છે. પોતાના ભક્તનાં દુ:ખ તેમને

અસહ્ય છે. તેથી તે અવશ્ય પધારી દર્શન આપશે. તેઓ અમારી ક્યારે યાદ કરશે ? હું હવે એક ક્ષણ પણ રોકાઈ શકું તેમ નથી. તે પણ ક્ષણ રોકાય તેમ નથી. દર્શન દેવા પધારે તે તો સૌભાગ્યની સીમા છે. ભગવાન કાલિંદીજીનાં દર્શન કરવા માટે પધારશે ત્યારે કાલિંદીના તટ પર બેસી વિલાપ કરતી જે અમો એની ઉપર પણ જરૂર કરુણા દષ્ટિ કરશે.

શ્લોક ૬૪-શાર્દૂલવિક્રીડિત છંદઃ

મધુરમધુરબિંબે, મંજુલં મંદહાસે ।
શિશિરમમૃતનાદે, શીતલં દષ્ટિપાતે ॥
વિપુલમરુણનેત્રે, વિશ્રુતં વેણુવાદે ।
મરકતમણિનીલં, બાલમાલોકયે નુ ॥૬૪॥

પદ ૬૪-ભાવાર્થ

મધુર અધરબિંબન પર, મંદ મંજુ હાસ હૈ
વિપુલ અરુન નૈનનેકી, શીતલ દૃગપાત હૈ ॥
શિશિર અમૃત બોલન હૈ, વેણુ સુવિખ્યાત હૈ ।
મરકતમણિનીલ તન, હેરો કબ બાલ હૈ ॥

ક્યારે અમો તે પ્રભુને અમારાં નેત્રનો વિષય કરીશું ? એક વાર નહિ, પણ પુનઃ પુનઃ ક્ષણક્ષણમાં તેમનાં દર્શન કરીશું ? કોનાં ? તો સુકુમાર શ્રીકૃષ્ણનાં તે મરકતમણિ નીલમણિ જેવા રંગના છે. મધુર રસરૂપ તેમના અધર છે, જે મંદ મંદ હાસ્યથી અધિક મનોહર લાગે છે. તેમનાં વચન અમૃત જેવાં મધુર છે. તથા બરફ જેવાં તાપહારી છે. જેમનાં વિશાલ અરુણ નેત્રોની દષ્ટિ જ્વાલાહારિણી છે. એમનો બંસીનાદ ચૌદ ભુવનમાં પ્રખ્યાત છે.

શ્લોક-૬૫

માધુર્યાદપિ મધુરં મન્મથતાતસ્ય કિમપિ કૈશોરમ્ ।
ચાપલ્યાદપિ ચપલં ચેતો બત હરતિ હંત કિં કુર્મઃ ॥

પદ ૬૫-ભાવાર્થ

ચહ મમ ચિત્ત ચુરાયે જાત ।
વયસ કિશોર અનુપમ માધુરિ, કહી કૌન પૈ જાત ॥
મનહિં મથત મન્મથ હિ મથત યહ, મન્મથહૂ કો તાત ।
હૈ લખિ લખિ માધુરી માધુરી લાજત વાર વાર બલિ જાત ॥
તૈસેહી અંગ અંગ ચંચલતા ચંચલતા, પછિતાત ।
મન હર લિયો "પ્રેમ" સાંવરો, કહા કરો હા માત ॥

દીનહીન ભક્તો માટે પ્રભુપ્રાપ્તિનો માત્ર પ્રાર્થના એજ ઉપાય છે, અવલંબન છે. ભક્તની કાવર અરજ સમસ્ત માનસરોગની દવા છે. લીલાશુક પણ વિલાપ કરે છે "હંત કિં કુર્મઃ" હાય, હાય, હવે હું શું કરૂં ? કેમ શું થયું છે તે ? તો કહે છે કે તે કિશોરમૂર્તિ બલપૂર્વક મારા ચિત્તનું અપહરણ કરી રહી છે. "ચાપલ્યાદપિ હરતિ" તે મધુર કરતાં પણ મધુર છે એટલે અપ્રાકૃત કામદેવ પ્રદ્યુમ્ન તેના પિતા કૃષ્ણ છે. મન્મથ એટલે મનને મથી (વલોવી) તેમની પ્રાપ્તિના અભિલાષને તે વધારનારી છે.

ન રાધિકાસમા નારી નૈવ કૃષ્ણસમઃ પુમાન્ ।
વયઃ પરં ન કૈશોરાત્ સ્વભાવઃ પ્રકૃતે. પરઃ ॥
વંદે મદનગોપાલં કૈશોરાકારમદ્ભુતં ।
ચમાહુર્યો વનોદ્ભિન્ને શ્રીમન્મદનમોહનમ્ ॥
વયઃ કૈશોરકં ધ્યેયં પુરી મધુપુરી પરા ।
શ્યામેવ પરં રૂપમાદ્ય એવ પરો રસઃ ॥

કિશોર અવસ્થા પંદર વર્ષ પૂરાં કરી સોળમા વર્ષમાં પ્રવેશ કરે ત્યારે કહેવાય છે

અંતરંગ લીલામાં—શ્રીરાધિકાજી હઠથી બલપૂર્વક ભૂમિ પરથી ઉઠી, ઉન્માદિનીની પેઠે દોડવા લાગ્યાં. સખીઓ તેમના વસ્ત્રનો છેડો પકડી ઠપકો આપતાં બોલી કે "રાધે, ઉન્મોદ થયો છે ? ધૈર્ય ધારણ કરો. ઉન્માદિની થવાંથી શું લાભ છે ?" રાધાજી સ્વસ્થ થઇ કહે છે કે તે મન્મથકારી અભિલાષાઓના જનક શ્રીકૃષ્ણે મારૂં ચિત્ત ચોર્યું છે હવે હું શું કરૂં ? તેના વિના

મારી આ દશા થઈ છે. અહીં મારું ચિત્ત ચપલ છે. જ્યારે ત્યાં એમનું કૈશોર ચાપલ્યથી પણ અધિક ચપલ છે, 'ચાપલ્યાદપિ ચપલમ્' એમ બન્નેના સમાન ધર્મ હોવાથી પરસ્પર મૈત્રી થઈ એક થયાં છે. ને એથી જ હું આમ ગાંડીતૂર બની ગઈ છું.

અબ કૈસે નિવરિ હોત હૈ, મિલ્યો દૂધ જ્યોં પાની
નિકસત નાહિં બહુત પચિહારિ, રોમ રોમ ઉરઝાની ॥

શ્લોક ૬૬-ઉપેન્દ્રવજ્રા છંદઃ

વક્ષઃસ્થલે ચ વિપુલં નયનોત્પલે ચ
મન્દસ્મિતે ચ મૃદુલં મદજલ્પિતે ચ ।
બિંબાધરં ચ મધુરં મુરલીરવં ચ
બાલં વિલાસનિધિમાકલયે કદા નુ ॥૬૬॥

પદ ૬૬-ભાવાર્થ

વક્ષવિપુલ અક્ષવિપુલ, નયના શ્રીવાસ,
મંદસ્મિત મદજલ્પિત, મૃદુલ ઉલ્લાસ ॥
બિંબાધર મુરલીરવ, અમૃતરસરાસ,
હેરોં કબ નયનન સોં, બાલક સુવિલાસ ॥

બિલ્વમંગલ પ્રભુના પુનઃ દર્શન માટે અભિલાષા પ્રગટ કરે છે. "કદાનુ વિલાસનિધિં બાલકમ્ આલોકયે (આકલયે.)" ક્યારે તે વિલાસના સમુદ્ર કિશોરનાં મને દર્શન થશે? તે કિશોર કેવા મધુર છે? તો કહે છે કે તેમનું વક્ષઃસ્થલ વિશાલ છે. કેવળ આકારમાં નહિ પણ તે ભાવનો પણ વિશાળ એટલે ઉદાર છે. તેમનું સ્મિત મંદ મંદ મૃદુલ છે. કિશોર અવસ્થાની ચેષ્ટાઓ વધુ મધુર છે. મુખ ન ખુલે પણ કેવળ નેત્ર અને કપોલ ખિલે તે સ્મિત કહેવાય છે. તેમનું સ્મિત મંદ, મૃદુલ તથા કોમલ છે. તેમની મદ જલ્પના મધુર છે. મદ એટલે ગર્વ નહિ, પણ કિશોર અવસ્થાનીસહજ મત્તતા તે મદ અને તેથી ભર્યા વચનોદ્ગારઃ તે શ્રવણ કરવાવાળાને, દ્રવીભૂત કરે છે. એમના બિંબાધર અને મુરલી મધુર છે. અધર તથા મુરલીનો અતૂટ સંબંધ છે. બન્નેની સનાતન પ્રીતિ છે. પરસ્પર માધુર્ય એક બીજાને આપે છે. મધુર બનાવે છે.

અધરામૃત સમ અધર રસ, જાનત બંસી સાર ।
સપ્ત સુરન સોં શપ્થ કર કહતિ પુકાર પુકાર ॥

અંતરંગ લીલામાં— સખીઓએ પ્રબોધ કરી શ્રીરાધાજીને ધૈર્ય ધારણ કરવા કહ્યું. તેમણે કહ્યું કે નિશ્ચય દર્શન થશે. ત્યારે ઉત્કંઠિત થઈ શ્રીરાધાજી બોલ્યાં ક્યારે સખીઓ! ક્યારે એ! અધર બિંબાધર સ્થલ, મંદ સ્મિત, મુરલી વિલાસનાં મને દર્શન થશે? તેમને પ્રાપ્ત કરી ક્યારે કૃતાર્થ થઈશ?

શ્લોક ૧૭-તોટક છંદ:

આર્દ્રાવલોકિતધુરાપરિણદ્ધનેત્રમાવિષ્કૃતસ્મિતસુધામધુરાધરોષ્ઠમ્ ।
આદ્યં પુમાંસમવતંસિતબર્હિબર્હમાલોકયન્તિ કૃતિનઃ કૃતપુણ્યપુઞ્જાઃ॥

પદ ૧૭-ભાવાર્થ

સરસ નૈન કરુણ ઐન, ભરિત દૃષ્ટિ મોહત સૃષ્ટિ ।
પ્રકટ હાસ અમૃત રાસ મધુર ઓષ્ઠ અધર ગોષ્ઠ ॥૧॥
પુરુષ આદિ રસિક સ્વાદિ, મધુર પુચ્છ સુમન ગુચ્છ ।
લખત સોઈ સુકૃતિ હોઈ, પુણ્ય રાસ "પ્રેમ" દાસ ॥૨॥

મહત્ પુણ્ય રાશીવાળા, ઉત્તમ કૃતિવાન જ તેમનાં દર્શન કરે છે. કોનાં? આદિ પુરુષનાં-શ્રેષ્ઠ પુરુષનાં-પૂર્ણ પુરુષોત્તમનાં. તે તો એક જ છે. જીવ જગત તો તેની પરા અપરા પ્રકૃતિ છે. નારાયણ સ્વરૂપનાં દર્શન નહિ, "અવતંસિતબર્હિબર્હમ્" એટલે શીરાપર મોરમુગટ ધારીનાં. તે મોર મુકુટધારી તો પ્રથમ પુરુષ શ્રેષ્ઠ પુરુષ છે. તો તે જરૂર ગર્વ વાળા હશે. એ શું નિકૃષ્ટ જનો પર દૃષ્ટિ પાત કરે છે ખરા? ના, ના, તેમ ના કહો. તે તો "આર્દ્ર વિલોકિતધુરાપરિણદ્ધનેત્રમ્" છે. એટલે તેમનાં નેત્ર પ્રીતિ તથા કરુણાના રસથી ભરેલાં છે. તેથી તો સહજ અવલોકન પ્રીતિ તથા કરુણા રસના ભારથી સંયુક્ત રહે છે. (પરિણદ્ધ) તે પ્રભુની દૃષ્ટિ જે જીવને અવલોકન કરે છે. તે જીવ તેના પર નિબદ્ધ થઈ જાય છે તેથી અવશ્ય મારી તરફ નજર કરશે જ.

જગતના રસલોલુપ જીવો માટે સ્મિત તથા અધરસુધાનું અમૃત છે. એકવાર જે તે મુસકાન જુવે છે તેને જગતના સર્વ

રસ ફીકા લાગે છે, અને તેમના મહાપ્રીતિ રસમા તે ઉન્મત્ત થઈ જાય છે.

શ્રીમદ્ ભાગવતમા પ્રભુના હાસ્યને 'જનોન્માદ કારિણી માયા' કહ્યુ છે. તે અક્ષરશ સત્ય છે. તે વિમુખ જનો માટે પણ ઉન્માદકારિણી માયા છે કેવળ ઉન્માદ ઉન્માદમા ભેદ છે એક ઉન્માદ પ્રભુને ભુલાવે છે, જ્યારે બીજો ઉન્માદ પ્રભુનો મિલાપ કરાવે છે પુન્યપુંજવાન્-સુકૃતજનો જ ભગવાનના દર્શન કરે છે-કરી શકે છે, તેમા સંદેહ નથી. પણ તે કયું પુણ્ય છે તેનો નિર્ણય કરવો કઠિન છે. શ્રીયશોદાજીના ખોળામા ચઢવા માટે નંદભવનના આંગણામા આળોટતા રુદન કરતા કૃષ્ણને જોઈ, બ્રહ્મા, નારદ વગેરે પણ યશોદાના પુણ્યપુંજનો નિર્ણય કરી શકયા ન હતા. તાત્પર્ય કે કોઈ કૃતિજન્ય પુણ્ય પુંજ નહિ હોય, પણ કોઈ અહૈતુકી કૃતિજન્ય અલૌકિક પ્રીતિપુંજ છે. પુણ્યથી તો કેવળ નશ્વર લોકની પ્રાપ્તિ થાય છે. કેવળ ભકિતથી જ ભગવાન ગ્રાહ્ય છે તેથી જ પ્રભુને 'જ્ઞાતુ દ્રષ્ટું પ્રવેષ્ટું શકય" કહ્યા છે

આ શ્લોકમાં પુન દર્શન ઉત્કંઠાના સાત શ્લોક પૂરા થયા. પહેલા શ્લોકથી ૬૭ શ્લોક સુધી શ્રીકૃષ્ણવિરહજન્ય દુઃખ દૈન્ય પૂર્ણ ઉન્માદ પ્રલાપના વાકયો છે. લીલાશુકની બાહ્ય દશના પ્રથમ અને બીજો ભેદ સ્ફૂર્તિ-જ્ઞાન તથા સ્ફૂર્તિમા સાક્ષાત્કારના ભ્રમનું વર્ણન અહીં સમાપ્ત થાય છે. હવે ત્રીજો ભેદ ભગવત્સ્વરૂપના સાક્ષાત્કારનુ વર્ણન શ્લોક ૬૮ થી ૯૫ સુધી આવે છે.

શ્લોક ૬૮-શાર્દૂલવિક્રીડિત છંદ

માર સ્વયં નુ મધુરદ્યુતિમણ્ડલં નુ,
માધુર્યમેવ નુ મનોનયનામૃતં નુ ।
વેણીમૃજો નુ મમ જીવિતવલ્લભો નુ
બાલોડયમભ્યુદયતે મમ લોચનાય ॥૬૮॥

પદ ૬૮-ભાવાર્થ

યહ સમ હૈ કૈ શ્યામ હૈ, યહ મધુર મંડલ હૈ કહા ।
યહ મૂરતિ માધુર્ય કહા, મન નયન અમૃત હૈ કહા ॥

યહ ગૂંથનહાર કહા મમ-પ્રાણ જીવન હૈ અહા ।
યહ નૈનન સન્મુખ દીપતિ દ્યુતિ "પ્રેમ" કૃષ્ણકી મંહા ॥

લીલાશુકે દોડતાં વૃંદાવનમાં પ્રવેશ કર્યો. તેમના 'અનંત મનોરથના કેન્દ્ર અને ચિર કાલથી જેનાં દર્શનની તાલાવેલી લાગી રહી હતી એવા વૃંદાવનમાં પ્રવેશ કરતાં જ એમનો ભાવાવેશ પરાકાષ્ટાને પ્રાપ્ત થયો કે "અહા મારા ગુરુ ભગવાન શિખિપિચ્છ-મૌલિની આ ક્રીડાસ્થલી છે. "અસ્તિસ્વસ્તરુણીકરાગ્રવિગલત્કલ્પ-પ્રસૂનાપ્લુતમ્ ।" આ શ્લોકનો ભાવ આવ્યો. તે લીલાઓ તેમના નેત્રપટ પર જ્યાં ને ત્યાં સન્મુખ થઈ. આ દર્શનને સાક્ષાત્કાર કહે છે.

પૂર્વ-પ્રલાપ અદર્શનને લીધે દુઃખના કારણે હતો. હવે અઢાર શ્લોકથી દર્શન જનિત આનંદનો ઉન્માદપ્રલાપ છે. તે બોલ્યા કે મારાં નેત્રની સામે સુંદર રૂપ કોનું દેખાય છે? શું તે કામદેવ જે મારાં હૃદયને વારંવાર સતાવે છે તે અહીં અહાર પ્રગટ થયા છે? ના, ના, તે મધુર મૂર્તિ ચંદ્રમાનું મંડલ છે. કામદેવ તો અનંગ હોવાથી અદૃશ્ય છે પણ ચંદ્રમામાં તો કેવળ મધુર કાન્તિનું મંડલ છે અરે! આ તો પરમ માધુર્ય ઘનીભૂત થઈ દિવ્ય મૂર્તિમાન છે. તે ચંદ્રમાના જ્યોતિ મંડલમાં કયા છે? માધુર્ય કેવળ નેત્રને આકર્ષે છે. પણ આ તો મારા મનરૂપી નેત્રને તથા નાસિકા, કાન વગેરે સર્વ ઇંદ્રિયોને પણ પરમ રસાયન આહ્લાદક છે. હા, હા, હવે ખાત્રી થાય છે કે તે તો વ્રજસુંદરી ઓની વેણી ગૂથી આપનાર કૃષ્ણચંદ્ર છે. અથવા તો સંધ્યા કાળના સમયે ગોચારણ કરી પાછા ફરે છે, ત્યારે ગોપીઓ કૂલથી જેમની ચરણરજનું માર્જન કરે છે તે કૃષ્ણ છે ગોપી-ઓને એ તેટલા પ્રિય છે, તો શું મને જીવનથી અધિક પ્રિય નથી અવશ્ય, તેના વિના-એક ક્ષણ પણ જીવન અસંભવિત છે.

અંતરંગ લીલામાં—શ્રીરાધાજીનો ભ્રમ ભાંગી જાય છે, અને એમને ખાત્રી થાય છે કે તે - મારો - પ્રાણજીવન શ્રીકૃષ્ણ મારાં તૃષિત નેત્રોને શીતલ કરવા પધાર્યા છે.

શ્લોક ૬૯-ઉપેન્દ્રવજ્રા છંદ

બાલોડયમાલોલ વિલોચનેન, વક્ત્રેણ ચિત્રીકૃતદિઙ્મુખેન ।
વેષેણ ઘોષોચિત ભૂષણેન, મુગ્ધેન દુગ્ધે નયનોત્સવં નઃ ॥૬૯॥

પદ ૬૯-ભાવાર્થ

ચહું ઓર ચંચલ ચખ યુગલસે ચલ રહે-
દિશિ દિશિ સકલધારા છબિકી છા ગઈ ॥
ધર વેષ ગોપનકો એ મોહન આ રહે-
નૈનોમેં આજ બહાર "પ્રેમ" કી આ ગઈ ॥

સુકુમાર કિશોર બાલક મનોહર વદન તથા મનોહર વેષદ્વારા મારા નયનોનો ઉત્સવ પૂર્ણ કરે છે. શ્રીકૃષ્ણનાં રૂપ નયન માટે ઉત્સવ છે. અસાધારણ આનંદનો સ્રોત છે. રાસમંડલમાં ગોપીઓનો અકસ્માત ત્યાગ કરી અંતર્ધાન થયા. તેથી જાણે અપરાધી હોય તેમ ગોપીવૃંદને એકી સાથે ક્ષમા યાચના માટે તથા તેમને પ્રસન્ન કરવાના હેતુથી એમનાં નેત્ર અતિ જાણે ચંચલ થઈ સર્વ બાજુએ ભ્રમણ કરે છે. સહસ્રાવધિ ગોપીઓ પ્રતિ એ લોલ વિલોલ નેત્ર જાણે કહે છે "હે વ્રજદેવીઓ, મારો અપરાધ ક્ષમા કરો" એવાં ચંચલ લોચનયુક્ત એમનું વદન ઉપરાંત અધર પર અરુણ કાન્તિ, નયનોની ત્રિવિધ કાન્તિ, મંદ સ્મિતની ધવલ કાન્તિ, અલકાવલીની શ્યામ કાન્તિ, કંચન કુંડલની પીત કાન્તિ, તથા ગુંજા, પલ્લવ વગેરેની વિચિત્ર કાન્તિદ્વારા દશે દિશ ચિત્રિત થઈ ગઈ છે, "ચિત્રીકૃતદિઙ્મુખેન"નો અર્થ આપેલો છે.

અંતરંગ લીલામાં—શ્રીકૃષ્ણ પ્રકટ થવાથી તેમના માધુર્યથી શ્રીરાધાજીની સમસ્ત ઇંદ્રિયોમાં અતિ આનંદ થયો. તેથી માધુર્ય વર્ણન કરતાં પ્રથમ નયનોના આનંદનું વર્ણન કરે છે.

શ્લોક ૭૦-વસંતતિલકં છંદ.

આન્દોલિતાગ્રભુજમાકુલલોલનેત્ર-
માર્દ્રસ્મિતાર્દ્રવદનામ્બુજચન્દ્રબિમ્બમ્ ।

શિઞ્જાનભૂષણુંશતં શિખિપિચ્છમૌલિં
શીતં વિલોચનરસાયનમભ્યુપૈતિ ॥૭૦॥

પદ ૭૦-ભાવાર્થ

દો ભુજ લતાસે હિલ રહે હૈં, નયન ચંચલ હો રહે ।
ધુનિ ભુષનન મૃદુ છા રહી હૈ, મોરપંખ સિર ડુલ રહે ॥
મુખકમલ હંસિ સોં ખિલ રહે, ચંદ્રસો ઉજ્જવલ ખરે ।
તન પ્રાણ શીતલ કર રહે, હૈ નયન રસાયન એ હરે ॥

બિલ્વમંગળ પોતાની સમીપ આગમન કરતા શ્રીકૃષ્ણનાં દર્શન કરે છે, ને આ શ્લોકમાં પણ પ્રભુનાંનયનાહ્લાદકર માધુર્યનાં દર્શન કરી કહે છે કે આ નેત્ર રસાયન મારી સામે આવી રહ્યું છે, તે રસનું નયન પાન કરવા યોગ્ય છે. તેનાદ્વારા મહામધુર રસનો અનુભવ થાય છે. બીજે તો પાત્રમાં રસ હોય છે, પાત્ર રસ હોતું નથી. પણ શ્રીકૃષ્ણ તો પાત્ર છે અને સ્વયં રસરૂપ પણ છે. રસ અને પાત્ર બેઉ શ્રીકૃષ્ણ છે. તેમની ભુજાઓ લતાની જેમ હાલી રહી છે. લોચન કરુણાથી આકુલ તથા ચંચલ છે. મંદ હાસ્યથી મુખપદ્મ તથા મુખચંદ્ર સરસ બન્યા છે. અને શ્રીમુખ પ્રફુલ્લિત છે, સુગંધી યુક્ત છે-રસપૂર્ણ છે માટે પદ્મ છે. તેમાં શીતલતા, માધુર્ય તથા કાન્તિ છે-માટે ચંદ્ર છે. હાથમાં કંકણ કટીમાં, કિંકિણી, અને ચરણોમાં નૂપુરધ્વનિ સંયુક્ત છે, અને માથાપર મોરમુકુટ ચુડાધારી છે.

અંતરંગ લીલામાં—આવા સર્વ અલંકારોથી વિભૂષિત થયેલા શ્રીકૃષ્ણનાં દર્શન કરી રાધાજીનાં નયનો અતિશય તૃપ્ત થયાં અને એમણે સખીઓપ્રતિ જે વચનો કહ્યાં એ આ શ્લોકમાં છે.

શ્લોક ૭૧-ઉપેંદ્રવજ્રા છંદઃ

પશુપાલબાલપરિષદ્વિભૂષણઃ શિશુરેષ શીતલવિલોલલોચનઃ ।
મૃદુલસ્મિતાર્દ્રવદનેન્દુસમ્પદા મદયન્મદીય હૃદયં વિગાહતે ॥૭૧॥

પદ ૭૧-ભાવાર્થ

ગોપકુમારી મધ્ય બિહારી, શોભિત ભારી, જગમનહારી ।
શીતલકારી નૈન મુરારી, ચંચલ ભારી ચહુ દિશિ ચારી ॥૧॥

મૃદુમુખ હાંસી, મધુરં સુધાસી, વદન પ્રકાશી શશિ રસ રાસી ।
સબ દુઃખ નાશી હૃદય વિકાશી, રસિક વિલાસી મોહન દાસી ॥૨॥

જ્યારે ભગવાન પ્રકટ થયા ત્યારે ગોપીજનની સભામાં ગોપીઓથી સંમાનિત થઈ શ્રીકૃષ્ણ પરમ શોભાને પ્રાપ્ત થયા. તે વખતનું તેમનું વિગ્રહ ત્રિલોકની શોભાનું આધાર બન્યું. તેમને લક્ષ્ય કરીને બિલ્વમંગલ કહે છે કે 'શ્રીકૃષ્ણ ગોપકુમારીઓની પરિષદના ભૂષણ છે. આદર સત્કાર થયો, હવે રસગોષ્ટિ શરૂ થઈ. ભગવાનનાં દયાળુ વદન ચંદ્રમાંથી પ્રકાશિત આર્ત પ્રેમરૂપ વચનોએ ગોપીઓની સમસ્ત મનોવ્યથા દૂર કરી. અને તેમના રોમરોમમાં આનંદ થયો. એમવચનદ્વારા બધાને આનંદિત કરી ભગવાન સ્નિગ્ધ, ચંચળ લોચન વડે અમારા હૃદયમાં વ્યાપ્ત થયા.

શ્લોક ૭૨–તોટક છંદ

કિમિદમધરવીથીક્લૃપ્ત વંશીનિનાદં,
કિરતિ નયનયોર્નઃ કામપિ પ્રેમધારામ્ ।
તદિદમમરવીથીદુર્લભં વલ્લભં નઃ
સ્ત્રિભુવનકમનીયં દૈવતં જીવિતં ચ ॥૭૨॥

પદ ૭૨–ભાવાર્થ

સખિ અરજ હોવે જો યહ વસ્તુ કહા હૈ,
બરસત નયનનસોં પ્રેમધારા મહા હૈ ।
મધુ અધરન વેણુ યહ બાજત કહાં હૈ,
ન સુરગણ ન નારાયણકૂં કહું લહા હૈ ॥૧॥
યહ ઈક હમરોહી ઈષ્ટદેવ અહા હૈ,
નયનનમણિ પ્યારો મમ જીવન મહા હૈ ।
મનહર યહ મૂરતિ તિહું લોકનં કહાં હૈ,
ઈક વૃંદાવન વૃંદાવન વૃંદાવન લહા હૈ ॥૨॥

ભગવાનનું વિશેષ રૂપથી વર્ણન કરે છે. દરેક ગોપીને એમ લાગ્યું કે પ્રભુ મારા પર જ પ્રેમ વરસાવી મારા જ સંતાપનું નિવારણ કરી રહ્યા છે "કામપિ" એટલે તે પ્રેમધારા અનિર્વચનીય છે. તે ભાષાનો વિષય નથી. ભક્તાની જેમ ભગવાનના

અંગમાં ભક્તોના સંબધથી સાત્વિક ભાવના ઉદયથી તેમનાં નેત્રમાં જલ પણ આવે છે. જેવી રીતે હનુમાનજી વગેરેની દાસ્ય ભક્તિથી, સુદામા વગેરે સખાઓના પ્રેમથી, નંદયશોદા જેવા માતપિતાના સ્નેહથી ભગવાનનું હૃદય દ્રવીભૂત થાય છે, તેમનાં અંગમાં રોમાંચ પુલકાદિક સાત્વિક ભાવનો ઉદય થાય છે–તેવી જ રીતે ગોપીઓની મધુર રતિથી શ્રીકૃષ્ણના અંગમાં સાત્વિક ભાવનો ઉદય થયો.

(૧) જેમ ભક્તને ભગવાનના દર્શન–સ્પર્શથી પરમાનંદ થાય છે, તેવી જ રીતે ભગવાનને પણ ભક્તનાં દર્શનથી તથા અંગસંગથી પરમાનંદ થાય છે.

(૨) ભક્તના પ્રેમને આધીન થઈને ભક્તભાવને અનુકૂળ વ્યવહાર કરવામાં ભગવત્સ્વરૂપની રક્ષા છે. દાસભાવ વાળા ભક્તો સાથે સ્વામીની જેમ, સખ્ય ભાવવાળા ભક્તો પ્રતિ મિત્રની જેમ, વાત્સલ્ય ભાવવાળા સાથે પુત્રની જેમ, કાન્તાભાવવાળી ગોપીઓ પ્રતિ કાન્તની જેમ વર્તવામાં જ "યે યથા મામ્ પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્" એ પ્રતિજ્ઞાની રક્ષા છે અને ભક્તની મનોકામના પૂર્ણ થતાં લીલા માધુરીની પણ રક્ષા થાય છે. આવી માધુરી મૂર્તિનાં દર્શન કરી લીલાશુકનાં નેત્ર ચકિત થયાં. અને પ્રશ્ન કરે છે "કિમિદમ" તે કઈ વિલક્ષણ વસ્તુ છે? તત્કાલ ઉત્તર આપે છે "વલ્લભમ" "જીવિતં ચ" એ અમારા પ્રિય છે, જીવનના જીવન છે, આત્મા છે. સ્ત્રી, પુત્ર, પતિ, વગેરે પ્રિય છે, પણ જીવન પ્રાણ નથી. કારણ કે માણસ તેમના વિના જીવી શકે છે. પરંતુ શ્રીકૃષ્ણ તો જીવનના પ્રાણ છે, આત્મા છે. તેમના વિના જીવન એક ક્ષણ પણ રહી શકે તેમ નથી. માટે ભાગવતમાં "ભવદાયુષં નઃ" કહ્યા છે. પરંતુ કેમ જાણ્યું કે તે વસ્તુ શ્રીકૃષ્ણ જ છે? કારણ અધરવીથી પર બંશીધ્વનિ કરી રહ્યા છે. "અધરવીથીરલુપ્ત બંશી નિનાદઃ" અંતરંગલીલામાં શ્રીરાધાજી કહે છે, "સખીઓ મારા સામે એક અપૂર્વ વિગ્રહ ઉદય થઈ રહ્યો છે. નિશ્ચય તે મારા દેવતા છે. મારા એક માત્ર આરાધ્ય દેવ છે–વલ્લભ છે–એ પ્રાણ સ્વરૂપ પ્રાણ જીવન છે.

શ્લોક ૭૩–પુષ્પિતગ્રા

તાદ્દશમુપનતં તમાલનીલં તરલવિલોચનતારકાભિરામમ્ ।
મુદિતમુદિતવક્ત્રચંદ્રબિંબં મુખરિતવેણુવિલાસી જીવિતં મે॥૭૩॥

પદ ૭૩–ભાવાર્થ

યહ હમારે ભાગ્યકી મૂરતિ અહા,
તમાલ તરુસી શ્યામ શોભા પા રહી ।
પૂતરી ચખકો નચાતી ઓર ચહૂં,
માધુરી મેં નવ મધુરતા લા રહી ॥૧॥
વહ બજાતે રાસ હીત મુરલી મધુર,
આજ રસમેં ભીજ જબ સરસા રહે ।
"પ્રેમ" જીવન પ્રાણ સર્વસ્વ આજહી,
હઁસી હઁસીકે મુખચંદ્ર પ્રિયદરસા રહે॥૨॥

એ કેવા છે. તો વિલાસી મારા જીવન સ્વરૂપ શ્રીકૃષ્ણ સમીપ આવી, રાસ વિલાસ શરૂ કરવા બંસી બજાવી રહ્યા છે."તમાલનીલ" જેવા છે. એટલે સુવર્ણલતા જેવી ગોપબાળાઓની વચ્ચે નીલ તમાલ વૃક્ષ જેવા શોભી રહ્યા છે. બધી ગોપીઓનાં મુખચંદ્રનાં દર્શન કરવા માટે તેમનાં નેત્ર ચંચલ થયાં છે, તેથી એ મનોહર લાગે છે. કેવળ ગોપીભક્તો આનંદસાગરમાં છે, તેમ નહીં પણ અનન્ય પ્રેમવતી ગોપિકાઓને પ્રાપ્ત કરી પ્રભુ પણ પરમાનંદનો લ્હાવો લઈ રહ્યા છે. સ્વયં આનંદઘન મૂર્તિ અને સર્વ આનંદના દાતા ભગવાનને વળી કોઈ આનંદપ્રદાન કરી શકે છે ? હા, હા, ભક્તોનો "કામ" પ્રેમ ભગવાનને વિશેષ આનંદ આપે છે. પોતાના સ્વરૂપાનંદના કરતાંય 'સ્વરૂપશક્ત્યાનંદ' વીશેષ આનંદ આપે છે. ભગવાનના આનંદના બે પ્રકાર છે (૧) સ્વરૂપાનંદ (૧) સ્વરૂપ શક્ત્યાનંદ. સ્વરૂપ શક્ત્યાનંદના ત્રણ પ્રકાર છે (૧) ઐશ્વર્યાનંદ (૨) માનસાનંદ (૩) ભક્ત્યાનંદ કે પ્રેમાનંદ ભક્તની પાસે મનની કંઇ સ્વતંત્રતા નથી માટે ભક્ત્યાનંદ સર્વથી શ્રેષ્ઠ છે. સર્વોપરિ છે. પ્રભુને પોતાને કંઈપણ અભિલાષા નથી તેથી સ્વરૂપાનંદથી પણ ભક્ત્યાનંદ ઉચ્ચતર છે. તેથી ભગવદ્ સ્વરૂપની હાનિ થતી નથી.

વિભુ ભગવાન ઉપર અણું જીવની અણુ શક્તિ કેમ વિજય મેળવે ? ભક્તિ અથવા પ્રેમ જીવની શક્તિ નથી. પણ ભગવાનની સ્વરૂપ શક્તિ આહ્લાદિની શક્તિ છે, તે જ્યારે ભક્તના હૃદયમાં અવતીર્ણ થાય છે ત્યારે ભક્તિ અથવા પ્રેમ કહેવાય છે. વાતિનું જળ છીપમાં પડતાં જેમ મોતી બને છે તેમ પ્રભુની આહ્લાદિની શક્તિ ભક્તની હૃદય છીપમાં પડતાં એક વિલક્ષણ વસ્તુ બને છે. તે પ્રેમના રૂપમાં પરિણત થાય છે. તે અજિત ભગવાનને વશીભૂત કરે છે અને ભગવાનને પોતાના સ્વરૂપ કરતાં વિશેપ આનંદ આપે છે. જેમ ગૌ-દૂધ ગાયને પાવાથી ગાય પુષ્ટ બને છે, તેમ આનંદ-સ્વરૂપ પ્રભુને ભક્તના હૃદયમાં આનંદામૃત આવે છે. ભક્ત ફરીથી તે અમૃત પ્રભુને અર્પણ કરી આનંદસ્વરૂપને પણ વિશેષ આનં-દિત કરે છે. તેથી ભગવત્ સ્વરૂપની હાનિ થતી નથી હાનિ ક્યારે ગણાય ? જો ભક્ત્યાનંદ ભગવાનથી કોઇ જુદો પદાર્થ હોય તો.

શ્લોક ૭૪-વસંતતિલક છંદ

ચાપલ્યસીમ ચપલાનુભવૈકસીમ ।
ચાતુર્યસીમ ચતુરાનનશિલ્પસીમ ॥
સૌરભ્યસીમ સકલાદ્‌ભુતકેલિસીમ ।
સૌભાગ્યસીમ, તદિદં વ્રજભાગ્યસીમ ॥૭૪॥

પદ ૭૪-ભાવાર્થ

કોટિક ગોપિનમેં એક શ્યામ નીર્તત હૈં,
પલકમેં ઘુમજાત, મંડલ સિગરો હૈ ।
દીખત સબ ઠોર ગોપિ સમઝૈ નિજ ઓર હૈ,
ચંચલતાસીમ, સીમ ચતુરાઈ ભરો હૈ ।
ચપલ ઘનશ્યામ ઈન ચપલાન કો લોગ મહા,
ચતુરાનનસે શિલ્પ ચાહિ ઠોર કરો હૈ ॥
વ્રજ કે વ્રજ ગોધન કે, ગોપી વ ગોપન કે,
ભાગ્ય કે સીમમેં "પ્રેમ" શ્યામઘન પરો હૈ ॥

શ્રીકૃષ્ણની સૌંદર્યમાધુરી તથા ક્રિયામાધુરીનો અનુભવ થતાં લીલાશુક સીમા અષ્ટકરૂપી આ શ્લોક બોલ્યા. "આ દેખો,

કૃષ્ણ ચપલતાની સીમા છે. ચપલા એટલે વ્રજાંગનાઓના અ-
ભવની એક સીમામાત્ર છે. ચતુરાઈની પણ સીમા છે. વ્રજ-
સૌભાગ્યની તે એ એક માત્ર સીમા છે."

"જો રસ બ્રહ્માદિક નહીં પાયો, સો રસ ગોકુલ ગલિન બહાયો।
બડ ભાગી યહ સબ વ્રજવાસી, જિનકે સંગ ખેલૈં અવિનાશી।
"સૂર" સુયશ કહી કહા બખાને, ગોવિંદકી ગતિ ગોવિંદ જાને।

રાસ નૃત્યમાં ગતિની લાઘવતા, શીઘ્રતાના કારણે કૃષ્ણ ચપલતાને પ્રકાશ કરી રહ્યા છે તેવી ચપલતા અન્યત્ર કોઈ ઠેકાણે નથી "યોગેશ્વરેણ કૃષ્ણેન તાસાં મધ્યે દ્વયોર્દ્વયો." અનેક રૂપનો પ્રકાશ કર્યા વિના એક જ કૃષ્ણ ત્રણ શત કોટી ગોપીઓ સાથે યોગેશ્વરેશ્વર અલાતચક્રની પેઠે ભ્રમણ કરતા હતા. પ્રકાશનો અર્થ કાયાવ્યૂહ થાય છે. અનેકરૂપ ધારણ કર્યાં હતાં તેમ નહિ, પણ એક જ શ્રીવિગ્રહના આન તરૂપ પ્રકાશિત થઈ દૃષ્ટિગોચર થાય છે. ભગવાન અનેકરૂપમાં દૃષ્ટિગોચર થતા હોવા છતાં એક જ છે.

એક બિંબના અનેક બિંબ જેવા થયા. તે બિંબ પ્રતિબિંબિત નથી. પરિછિન્ન બિંબનું પ્રતિબિંબ હોય છે. અપરિછિન્ન આકાશાદિનું પ્રતિબિંબ સંભવ નથી. તેથી પ્રકાશને જ અચિંત્ય યોગમાયાની શક્તિના પ્રભાવથી વિગ્રહનું સત્યસ્વરૂપ એટલે એકનું એક જ બિંબ સમજવું. કાયાવ્યૂહ પ્રતિબિંબમાં દેહ પૃથક હોય છે, પ્રતિબિંબની માફક. પરંતુ ભાવ અને ક્રિયા મૂલ બિંબથી પૃથક નથી. શ્રીશુકદેવજી કહે છે કે–"ચિત્રં બતૈતદેકેન વપુષા યુગપત્ પૃથક્ ગૃહેષુ દ્વાષ્ટસહસ્રં સ્ત્રિય એક ઉદાવહત્". આશ્ચર્યની વાત છે કે એક જ દેહથી એક જ કાળમાં પૃથક્ પૃથક્ મહેલોમાં સોળ હજાર રાણીઓ સાથે પૃથક પૃથક ક્રિયા કરતા વિવાહ કર્યો હતો

ભગવાને ગોપીઓ સાથે પણ ગોપીઓની સંખ્યા સમાન સ્વરૂપ ધારણ કરી તેમની સાથે ક્રીડા કરી હતી. એટલે જ કવિ બોલે છે કે તે ચપલતાની સીમા છે "ચપલાનુભવૈકસીમ"। એટલે વ્રજસુંદરીઓના અનુભવની એ એક સીમા માત્ર છે

શ્રીકૃષ્ણ મહાચપલ ઘનસ્યામ છે, તો ગોપીગણ મહાસૌંદર્યની માલા છે. તેવી વ્રજાંગનાઓના સ્પર્શ આલિંગનાદિ સુખ અનુભવની સીમા માત્ર છે.

"ચાતુર્યસીમ"–અનેકની સાથે લીલા કરવા છતાં એક બીજીથી અલક્ષિત છે, માટે ચાતુર્યની સીમા છે

"ચતુરાનનશીલ્પસીમ" વિધાતાની કારીગરીની એક સીમા માત્ર છે. તાત્પર્ય શ્રીકૃષ્ણ નિરતિશય સુંદર છે. તે બ્રહ્માની બનાવટ નથી, પણ બ્રહ્માને બનાવનાર પોતે છે. પરંતુ લોકદૃષ્ટિથી અહીં કાવ્ય અનુવાદ છે બ્રહ્માની ચતુરાઈ વત્સ તથા બાલક ચોરવાના અખતરામાં પડી હતી શું સત્ય છે તે એ જાણી શકયા ન હતા

"સૌરભસીમ"–શ્રીકૃષ્ણના અંગમાંથી પ્રસરતી સુગંધ દશે દિશાઓને સુવાસિત કરે છે તે સુગંધ આવતાં લીલાશુક બોલ્યા "સૌરભસીમ."

"સકલાદ્ભુતકેલિસીમ" હજારો ગોપીઓ સાથે એકલા કૃષ્ણ રાસ પરિહાસ વિલાસ કરે છે તેના દર્શન કરી કવિ આ પ્રલાપ કરે છે.

"સૌભાગ્ય સીમ"–અહીં વ્રજદેવીઓના સૌભાગની સીમા ભગવાનને કહે છે. કારણ કે સાધારણ જીવો માટે તો તે રાસ-વિલાસી મદનમોહનના દર્શન પણ દુર્લભ છે. શ્રીમદ્‌ભાગવતમાં "સ્ત્રિયઃ ઉરગેંદ્રભોગભુજદંડ વિષક્તધિયો" યોગીઓએ પોતાના પ્રાણ, મન, ઇંદ્રિયોને વશ કરી ઉપાસના કરી, તેનું શુ ફલ મલ્યું? ઉત્તર–મોક્ષ. તો કહે છે કે મોક્ષ તો પ્રભુ શત્રુઓને પણ આપે છે! ગોપીઓએ તો ભગવાનના સર્પાકૃતિ ભુજદંડ પર આસક્ત થઈ તે પ્રભુના સંગનો અનુભવ કર્યો તેથી ઉધ્ધવજી પણ તેમનાં વખાણ કરે છે. એ કહે છે કે સંસારમાં જેટલા દેહધારી છે તે સર્વમાં શ્રીકૃષ્ણપ્રિયા ગોપીગણ જ સર્વોત્તમ દેહધારી છે. લક્ષ્મીજી તથા, રમાને પણ તે સૌભાગ્ય પ્રાપ્ત થયું નથી.

સરોવરની પાસે બેસવાથી જલનો આસ્વાદ મલતો નથી. તેરૂસથી જલનો આસ્વાદ મલે છે. જેને જેટલી તરસ વધુ હશે,

તેટલું તે, વધારે જલ–આસ્વાદન કરશે. તરસ વિના આસ્વાદનમાં ચમત્કારિતા નહિ આવે. લક્ષ્મીજી માટે નારાયણ ઈશ્વર છે. તે તેમની દાસી છે. જ્યારે ગોપિકાઓ માટે શ્રીકૃષ્ણ તેમના પ્રાણસખા છે ને તે તેમની સખીઓ છે. લક્ષ્મીજીનો "નિર્બલ તદીય" ભાવ છે તેમને માટે 'તે મારા નથી, પણ હું તેમની છુ', એવો ભાવ છે જ્યારે ગોપિકાઓનો 'પ્રબલ મદીય" ભાવ છે. 'કૃષ્ણ હમારા, હમારા, હમારા જ' છે, તે ભાવ છે. તેથી નિઃસંકોચ સ્વછંદ ભાવ પૂર્વક શ્રીકૃષ્ણના માધુર્યનો તેઓ ઉપભોગ કરે છે. લક્ષ્મીજી સંકોચથી સાવધાની પૂર્વક સેવા કરે છે. કારણ કે તે દાસી હોઇ અપરાધ ન થાય તેની કાળજી રાખે છે. અપરાધ થશે તો પ્રભુ નારાજ થઈ ક્રોધે ભરાશે એવી બીક રાખે છે. જ્યારે શ્રીકૃષ્ણ પણ જે ગોપીઓના ઋણી બન્યા તેમના સૌભાગ્યનું વર્ણન કોણ કરી શકે તેમ છે?

ન તથા મે પ્રિયતમા બ્રહ્મરુદ્રાશ્ચ પાર્થિવાઃ ।
ન ચ લક્ષ્મીર્નચાત્મા ચ યથા ગોપીજનો મમ ॥
ગોપી પ્રેમકી ધ્રુજા ।
જિન ગોપાલ કિયે વશ અપને, ઉર ધરી શ્યામ ભુજા ॥
શુક મુનિ વ્યાસ પ્રશંસા કીન્હો, ઉધ્ધવ સંત સરાહીં ।
ભૂરિ ભાગ ગોકુલકી વનિતા, અતિ પુનિત જગ માંહીં ॥
કહા ભયો જો વિપ્રકુલ જન્મ્યો, જો હરિ સેવા નાહીં ।
સોઈ પુનિત દાસ પરમાનંદ, જો હરિ સન્મુખ જાહીં ॥
દોહાઃ વ્રજવનિતા કે પ્રેમકી, બંધી ધ્વજા અતિ દૂર ।
બ્રહ્માદિક વાંછિત રહે જીનકે પગકી ધૂર ॥
યદ્યપિ યશોદાનંદન અરુ ગ્વાલબાલ સબ ધન્ય ।
પૈ યા વ્રજમેં 'પ્રેમ' કો ગોપી ભઈ અનન્ય ॥

વ્રજભાગ્યસીમાઃ—વ્રજ એટલે વ્રજભૂમિથી તે વ્રજવાસી ગોપ, ગોપી, સ્થાવર, જંગમ, જડ, ચૈતન્ય, સમસ્ત પદાર્થ માત્ર: વ્રજસૌભાગ્યના કલ્પતરુમાં તો આ નિગમ–અગમ, પરાત્પર ફલ, શ્રીકૃષ્ણ લાગ્યું છે. વૃંદાવન પૃથ્વીની કીર્તિ વધારે છે. કારણ કે એ ભૂમિએ શ્રીકૃષ્ણ ચરણારવિંદની સંપત્તિ પ્રાપ્ત કરી છે. વ્રજની

એકેએક રજમાં ચેદવિચારિત પદારવિંદનો સંસ્પર્શ છે. ત્યાંનું અન્ન, જલ ફલફલાદિ તો શું પણ પ્રભુએ માટી પણ ખાધી. કોટી કોટી ગૌ-વત્સ બની વ્રજની ઘાસ પણ ખાધી. આવું સૌભાગ્ય અન્યત્ર ક્યાં પ્રાપ્ત થયું છે ? તેથી બ્રહ્મા બોલ્યા, "અહો, અતિ ધન્યા વ્રજગોરમણ્યાઃ"। તે વ્રજવાસીના સંબંધથી દેવતાઓ પણ ધન્ય બન્યા. એકાદશ દેવતા એકાદશ ઇંદ્રિયોમાં નિવાસ કરે છે. તેઓ ઇંદ્રિયોના સંબંધ વડે કરીને પ્રભુનાં ચરણકમલની સુધાનું પાન કરે છે, તેથી ધન્ય છે. પ્રભુ પણ મૂંઝાયા કે ગોપીઓનું વ્રજવાસીઓનું ઋણ કેવી રીતે ચૂકવીશ મોક્ષ તો પૂતના જે હિંસા કરવા આવેલી તેને પણ આપ્યો છે. તેવી કેવળ મુક્તિ શું ગોદમાં ખેલાવનારને પણ આપું. તો શું આપું ? મને તો જગતમાં કોઈ એવી વસ્તુ દેખાતી નથી, જે આપવાથી તેમનો પ્રત્યુપકાર થઈ શકે. તાત્પર્ય કે પ્રભુ શ્રીકૃષ્ણ વ્રજવાસીઓના પ્રેમમાં આબદ્ધ થઈ તેમને સ્વાધીન થયા છે.

શ્લોક ૭૫-વસંતતિલકં છંદ

માધુર્યેણ દ્વિગુણશિશિરં વક્ત્રચંદ્રં વહન્તી
વંશીવીથીવિગલદમૃતસ્ત્રોતસા સેચયંતી ॥
મદ્વાણીનાં વિહરણપદં ભક્ત સૌભાગ્યભાજાં
મત્પુણ્યાનાં પરિણતિરહો નેત્રયોઃ સંનિધત્તે ॥૭૫॥

પદ ૭૨-ભાવાર્થ

મેરે નૈનન આયે શ્યામ અહા !
મમપુણ્યનકો ફલ ઉદયો હૈ મુરલિધર ઘનશ્યામ કહા ॥
રાસહુલાસ જો તન મન છાયો, ચંદ્રવદન ભયો મધુર મહાં ।
ઝરિ ઝરિ અમૃત ભરિ ભરિ બંસી, સીંચત જગજીવન જુ લહા ॥
ધાન ધનિ "પ્રેમ" સુવાની સફલ ભઇ, વિહરત ભાગન શ્યામ જહાં ।
મત્તચદા ગુણ ગાતા ડોલૈ, શ્રીવૃંદાવન ધામ મહા ॥

જેટલો પરિચય વધે છે, તેટલી પ્રીતિ વધતી જાય છે. તેટલો આનંદરસ પણ અધિક પ્રાપ્ત થાય છે. જેટલો આનંદરસ અધિક, તેટલી વસ્તુ પણ અધિક મધુર લાગે છે. લીલાશુકને

વ્રજ દેવીઓના સૌભાગ્યનાં વખાણ લીલાશુક કરે છે. ગોપીઓનાં કુંકુમદ્વારા રંજિત થવાના કારણે મનોહર કાન્તિમાન લાગતા પ્રભુને નમસ્કાર. બંશીસંગીતના વિધાતા શ્રીકૃષ્ણને નમસ્કાર, બ્રહ્મરાશિરૂપ જ્યોતિર્મય શ્રીકૃષ્ણને વારંવાર નમસ્કાર.

ધેનુપાલ દયિતા–એટલે રાધિકા સાથે સમસ્ત ગોપાંગનાઓ એ શૃંગારરસરાજ શ્રીકૃષ્ણને શૃંગાર કર્યા. જગન્નાથને પણ સનાથ કર્યા. ગાયોને પણ સનાથ કરી તેવી વ્રજાંગનાઓ છે.

"વેણુગીત ગતિ મૂલવેધસે"-અપૂર્વ વેણુવાદન કારીને નમસ્કાર. વેણુના ગીતની ગતિના. મૂલવિધાતા અર્થાત આદિ સષ્ટિકર્તા શ્રીકૃષ્ણ જ છે. વેણુગીત ગતિ ત્રણ પ્રકારની છે ત્રણ વેદ (માતા, ગાયત્રી) શબ્દબ્રહ્મમય ગીત. સમસ્ત બ્રહ્મગણ મૂલ બ્રહ્મની વિભૂતિથી ઉત્પન્ન થયું છે. તે મૂલબ્રહ્મ શ્રીકૃષ્ણ છે. સામવેદ, રૂગ્વેદ, યજુર્વેદ એ ત્રણે વેદ વેણુગીતમાથી ઉત્પન્ન થયા છે.

શ્લોક ૭૮–પુષ્પિતગ્રા છંદ

મૃદુક્વણાન્ નૂપુરમંથરેણ, બાલેન પાદામ્બુજપલ્લવેન ।
અનુસ્મરન્ મંજુલવેણુગીતમાયાતિ મે જીવિતમાત્તકેલિ ॥૭૮॥

પદ ૭૮–ભાવાર્થ

મેરે જીવન પ્રાણ યહ આય રહે, ગોપિન સંગ રાસ રચાય રહે ।
પદપંકજપાત લજાય રહે, ગતિ મંથર મત્ત સુહાય રહે ॥
મૃદુનૂપુર રુનુઝુનુ લાય રહે મુખ મુરલી કલકલ ગાય રહે ।
નવનવ યહ રાગ સુનાય રહે હરખાય રહે સરસાય રહે ॥

આહા, મારા જીવનના સર્વસ્વ આવી રહ્યા છે. વૃંદાવનના માર્ગો પર નૂપુરનો અવાજ કરતા આવી રહ્યા છે. પણ આ બાલ તો અતિ સુકુમાર છે કમળની પાખડી કરતાં પણ તેના યુગલચરણ વિશેષ કોમળ અને અરુણ છે. તે ક્રીડામાં સદા મસ્ત રહે છે. તેને તેના શરીરની, વદનની પણ સુધી (સૂધ–ભાન) નથી તો ચરણ-કમળની સૂધ કેમ જ હોય. કષ્ટ તો આ જોઈ ગોપીઓને થાય. પણ તેઓ વેણુનાદ સાંભળી બેશુદ્ધ થઈ છે. આજે પ્રભુએ વિશેષ આવેશથી પોતાની સંપૂર્ણ કલાથી વેણુનાદને સંભારી પુનઃ નાદ

પ્રગટ કર્યો છે. સ્વયં પણ તેનાથી મુગ્ધ થયા છે. પ્રથમ પોતે રંગથી રંગીલા, રસથી રસીલા બની ગયા પછી ગોપીઓને રંગીલી રસીલી બનાવી, તે રંગ રસના ભારથી તેમની ગતિ ધીમી પડી, નયનની ચપલતા ધીમી પડી, સમસ્ત અંગ ધીમું પડ્યું છે. તેવી ગતિમાં પ્રભુ આવી રહ્યા છે.

શ્લોક ૭૯-શાર્દૂલવિક્રીડિત છંદઃ

સોઽયં વિલાસમુરલી નિનાદામૃતેન,
સિંચન્નુદઞ્ચિતમિદં મમ કર્ણયુગ્મ ।
આયાતિ મે નયનબન્ધોરનન્યબન્ધો–
રાનન્દકન્દલિતકેલિકટાક્ષલક્ષ્મીઃ ॥૭૯॥

પદ ૭૯–ભાવાર્થ

યહ દેખો યહ દેખો, યહ વહી આ રહે હૈં ।
મેરે નયનબંધુ, યહ વહી આ રહે હૈં ॥૧॥

બહુત રોયે થે નૈન, દરશનકો જિનકે ।
ઇન્હેં દેખને અબ વહી આ રહે હૈં ॥૨॥

બહુત પ્યાસે થે કર્ણ, ધુનિ મુરલી સુનને ।
ઇન્હેં રસ પિલાતે વહી આ રહે હૈં ॥૩॥

નયનોં સે કેલિરસ આનંદ ધારા ।
બહાતે હુયે યહ વહી આ રહે હૈં ॥૩॥

વિના કૃષ્ણ બંધુ ન દૂજા હમારા ।
યહ વહી "પ્રેમ" બંધુ યહ વહી આ રહે હૈં ॥૫॥

મારા શિક્ષાગુરુ ભગવાન "શિખિપિચ્છમૌલિ" આવી રહ્યા છે, જેમણે કાકતીર્થથી વૃંદાવન આવવા મને પ્રેરણા કરી. તેથી અનન્ય બંધુ છે. તે મારા પ્રાણ બંધુ છે. રાસ રસાનંદથી કેલિ કટાક્ષ, મધુર વદનકમલ તથા નયનનાં દર્શન કરી હું કૃતાર્થ થયો છું. તેથી નયનબંધુ છે. એમની રસીલી મુરલીના નાદે મારા બે કાનને તે સાંભળવા ખડા કર્યા છે. આજે મારી ઉત્કંઠા વૃંદાવન આગમન સફલ થયું. મારાં જીવન જન્મ સફલ થયાં.

શ્લોક ૮૦-વસંતતિલકં છંદઃ

દૂરાદ્ વિલોકયતિ વારણકેલીગામી
ધારાકટાક્ષ ભરિતેન વિલોકિતેન ॥
આરાદુપૈતિ હૃદયંગમવેણુનાદ–
વેણીમુખેન દશનાંશુભરેણ દેવઃ ॥૮૦॥

પદ ૮૦-ભાવાર્થ

દૂર હીસોં દીનનકો, દેખત હરખાવત,
વરસાવત રસ આનંદ સુ દયાલ હૈં ।
લટકત પગ ધારત, નૂપુર મૃદુ બાજત,
લાજત ગજ અદ્ભુત એ મદ ચાલ હૈ ॥
કૂજત સુખ વેણુ એ- પૂજત હિયો ધુનિ સોં,
સૂઝત ના આન, બિનુ આનન ગોપાલ હૈ ।
મુસકનમેં દશનન દમકાવત, વહાવત,
ત્રિવેણી "પ્રેમ" આવત નંદલાલ હૈ ॥

તે ક્રીડાશીલ પરમ ઉજ્જવલ શૃંગારમૂર્તિ શ્રીકૃષ્ણ દૂરથી મારા તરફ દૃષ્ટિપાત કરતા આવી રહ્યા છે. તે દૃષ્ટિ રાધાજીને કટાક્ષદ્વારા પોષણ કરવાવાળી છે. તે મારા ભાગ્યની સીમા છે. તે પ્રભુ ગજગતિથી હાલતા હાલતા કેલિ કરતા આવી રહ્યા છે. આજે કેવલ મંજીરા વાગતા નથી. સાથે વેણુ પણ વાગી રહી છે. તે વેણુધ્વનિ હૃદયને હરણ કરવાવાળો છે. તે શ્રીમુખથી પ્રવાહિત થઇ રહ્યો છે. પણ આ ધારા તો સદા પ્રવાહિત હોતી નથી. સદા પ્રવાહિત રહેનારી તો બીજી ત્રિવેણી ધારા છે જેમાં (૧) દંતકાન્તિ ઉજ્જવલગંગા છે. (૨) કટાક્ષધારા શ્યામલ યમુના છે (૩) તથા અરુણાધર ધારા સરસ્વતી છે

શ્લોક ૮૧-માલિની છંદઃ

ત્રિભુવન સરસાભ્યાં, દિવ્યલીલા કુલાભ્યાં
દિશિ દિશિ તરલાભ્યાં, દૃપ્તભૂષાદરાભ્યામ્ ॥
અશરણશરણાભ્યાં, અદ્ભુતાભ્યાં પદાભ્યા–
મયમયમનુકૂજદ્વેણુરાયાતિ દેવઃ ॥૮૧॥

પદ ૮૧-ભાવાર્થ

ત્રિભુવન રસકારી દિવ્યલીલા જુ ધારી ।
ચલ ચંચલ ચહું ધારી પાદભૂષા ઝંકારી ॥
અશરનશરનારી; "પ્રેમ" અદ્‌ભુત ચરણારી ।
યહ યહ છીન આજાત્ વેણુ આવત્ વિહારી ॥

હવે એક પછી એક બિલ્વમંગલની વિવિધ ઉત્કંઠાઓ વૃંદાવનપ્રવેશ કર્યા પછી પૂર્ણ થઈ રહી છે. આરાધ્ય ઇષ્ટ દેવ શ્રીકૃષ્ણનાં દર્શન તથા તેમની લીલા યુક્ત માધુરીનું આસ્વાદન કરીને પોતાને કૃતાર્થ માને છે. "કિમપિ વહતુ ચેતઃ કૃષ્ણ-પાદામ્બુજાભ્યામ્" ભગવાનના ચરણકમળમાં મારૂં ચિત્ત અનિર્વચનીય રસનો આસ્વાદ કરે. તે પૂર્ણ થાય છે. "અયમયમ્" આ મારા દેવ આવી રહ્યા છે. કેવી અસાધારણ તેમની લીલા છે? કેવી તેમની વિલક્ષણ અંગકાન્તિ છે! મારા દેવ ચરણથી ચાલતા આવે છે. તેથી તો તેમની નિરાવૃત્ત માધુરીનું પાન કરીને મારી ચિર પિપાસા તૃપ્ત કરૂં છું. પ્રભુનાં ચરણકમલ ત્રણ ભુવનમાં પરમાનંદ-સ્વરૂપ છે. તે ભક્તિરસ પ્રદાતા છે. વિશેષ શૃંગારરસના પણ પ્રદાતા છે. તેઓ દિવ્ય લીલાથી વ્યાકુલ છે. દશે દિશામાં ચારે બાજુ ચંચળ છે. અશરણના શરણ તે ચરણ છે. દુરાચારી જનો જેને માટે અન્ય કોઈ સ્થાન નથી, તેમનું શરણ પણ તેજ ચરણો છે. હિંસકને પણ મોક્ષ આપવા વાળા છે. શરણનો અર્થ રક્ષણ કરીને જે ઇચ્છિત પૂર્તિ કરી રક્ષા કરે છે. તેવા અદ્‌ભુત કૃષ્ણ પગથી તાલ દેતા, મુખથી મુરલી બજાવતા આવે છે.

શ્લોક ૮૨-અનુષ્ટુપ્ છંદઃ

સોઽયં મુનીન્દ્રજનમાનસતાપહારી
સોઽયં મદવ્રજવધૂવસનાપહારી ।
સોઽયં તૃતીયભુવનેશ્વરદર્પહારી ।
સોઽયં મદીય હૃદયામ્બુરુહાપહારી ॥૮૨॥

પદ ૮૨-ભાવાર્થ

મુનીજન માનસ તાપ હર, ગોપી પટ હર ચોર
ઇન્દ્ર દેવકો ગર્વ હર, મમ હિય હર બરજોર

આ મારા આરાધ્ય પ્રભુ છે, જેનાં રૂપ ગુણ લીલા મેં આજ પર્યંત મહાનુભાવીઓદ્વારા શ્રવણ કર્યાં છે. સ્વયં શાસ્ત્ર-વિચાર કર્યો હતો તથા જેમની ભાવના પણ કરતો આવ્યો હતો. મુનીન્દ્રોના અજ્ઞાનજન્ય માનસ તાપનો નાશ કરી, જ્ઞાનનો પ્રકાશ કરનાર આ પ્રભુ જ મુનીન્દ્ર જનોને બુદ્ધિયોગ પ્રદાન કરે છે, ને તેઓમાં જ્ઞાનદીપ પ્રગટાવે છે. એ વ્રજવધૂઓના પ્રીતિરસથી બંધાયેલા પણ છે. લોકવેદની મર્યાદાનું ઉલ્લંઘન કરી તેમનાં વસ્ત્ર હરણ કરે છે. તેટલું જ નહિ, સમસ્ત વ્રજવાસીઓની પ્રીતિને પણ ધન્ય છે, કેમકે એમની વિપદા નિવારણ કરવા, ને તેદ્વારા ઈન્દ્રના ગર્વનું ખંડન કરવા સાત સાત દિવસ સુધી પોતાના કરકમલ પર એ પ્રભુએ ગિરિરાજ ધારણ કર્યો હતો. તે પ્રભુએ આજ મારાં હૃદયકમલને પણ હરી લીધું છે. પ્રભુ મને પોતાનો સમજી આત્મસાત કરવા આવી રહ્યા છે.

શ્લોક ૮૭-અનુષ્ટુપ્ છંદઃ

સર્વજ્ઞત્વે ચ મૌગ્ધ્યે ચ સાર્વભૌમમિદં મહઃ ।
નિર્વિશન્નયનં હન્ત નિર્વાણપદમસ્તુતે ॥૮૭॥

પદ ૮૭-ભાવાર્થ

સર્વજ્ઞતાકી શિખર યહ, અરુ મુગ્ધતાકી રાશિ હૈ. ।
ઈશ અરુ નર કૈસે યહ વિપરીત ચરિત્ર વિલાસ હૈ ॥
યહ "પ્રેમ" જ્યોતિ સાંવરી, અચરજ કરત પ્રકાશ હૈ ।
આપ આનંદ લેતિ આનંદ દેતિ આનંદ વાસ હૈ ॥

એક એક પ્રાર્થના જાણે એકએક લીલાના રૂપમાં સન્મુખ આવી રહી છે. એટલે તો કવિ કહે છે કે સર્વજ્ઞતાના અને મુગ્ધતાના તે ચક્રવર્તી સમ્રાટ છે. એક બાજુ સર્વજ્ઞતાથી મારી મનોરથ પ્રાર્થનાઓ એક પછી એક પૂરી કરી રહ્યા છે. બીજી બાજુએ પ્રાકૃત મનુષ્યની જેમ ગોપીઓ સહિત વિહાર કરી રહ્યા છે. લીલારસના આવેશમાં ભગવાનને સહજ પરમૈશ્વર્યનું અનુસંધાન રહેતું નથી. તે ઐશ્વર્યતા ભૂલતા નથી, પણ પ્રીતિ એ ભુલાવી દે છે. પ્રીતિ એ સર્વજ્ઞને અલ્પજ્ઞ ને વિદગ્ધને મુગ્ધ બનાવે છે. શ્રીરામચંદ્રજી સીતાજી

માટે વિલાપ નહિ કરતે તો ભગવાન આવશ્ય અધિક બનતા, પણ અમારા પ્રાણારામ ન બનતા. ભીલડીનાં જૂઠાં બોર ન ખાતા તો ગરીબોને માટે કોઈ આશ્રય નહિ રહેતો. યશોદાજી ગરમ દૂધને ફૂંકી ઠંડું કરી પાય છે પ્રભુ મુગ્ધ છે તથા સતૃષ્ણ પણ છે. નાટકીય નથી. તેને દંભ માનશો તો ભગવાનની માધુરીનો તથા ભક્તોના વાત્સલ્યનો લોપ થશે. કૃષ્ણ એક બાજુ "કાલોઽસ્મિ" છે. છતાં પણ જશોદાની સોટીથી ડરે છે; કૃષ્ણ એક બાજુ વિશ્વંભર છે, પણ દૂધ માટે સ્તનની કામના કરે છે. કૃષ્ણ એક બાજુ અખંડ જ્ઞાન સ્વરૂપ છે, પણ દૂધચોખાવાળા હાથ વડે ફરતા અજ્ઞ ગોપાલ પણ છે.

**શ્લોક ૮૪-ઉપેન્દ્રવજ્રા છંદઃ**

પુષ્ણાનમેતત્પુનરુક્તશોભા, મુષ્ણોતરાંશોરુદયાન્મુખેન્દોઃ ।
તૃષ્ણામ્બુરાશિં દ્વિગુણીકરોતિ કૃષ્ણાહ્વયં કિંચન જીવિતં મે ॥૮૪॥

**પદ ૮૪-ભાવાર્થ**

નભ-ઇન્દુ શોભા યહ મુખઇન્દુ હરતા,
હરકર ઉસે નિજ શોભાસે ભરતા ।
તૃષ્ણા કે સાગરકો વૃદ્ધિ કરતા,
કૃષ્ણ મો જીવન સ્વરૂપ નામ ધરતા ॥

જ્યાં પાણી જ તરસ લગાડે તેવું સ્વાદિષ્ટ લાગે, ને પીવું પીવું થાય, જ્યાં રૂપ નેત્રને તરસ લગાડી (ભૂખ લગાડી) દૃષ્ટિથી રૂપ પીધા જ કરે, તેવો અનુભવ લીલા શુકને પણ થઈ રહ્યો છે. કૃષ્ણની અનંત શોભામાધુરી જોઈ, પ્રતિક્ષણે તેનાં દર્શનની તૃષા વધી રહી છે કૃષ્ણ એવું જેનું અદ્ભુત નામ છે, તે પોતાના મુખચંદ્રદ્વારા મારી તૃષ્ણાને બમણી વધારી રહ્યા છે. તે મુખચંદ્રનો ઉદય થવાથી ગગનચંદ્રની શોભા વ્યર્થ ગઇ છે. કારણ કૃષ્ણનું મુખચંદ્ર તે વ્યર્થ શોભાવાળા ગગનચંદ્રનું પણ પોષણ કરી રહ્યું છે. તાત્પર્ય કે પ્રભુના પ્રકાશથી અખિલ બ્રહ્માંડ પ્રકાશે છે, તો ચંદ્ર પ્રકાશે તેમાં નવાઇ શું ? ગોપીઓની અંગકાન્તિ વિરહથી ક્ષીણ થઈ હતી. તેમને કૃષ્ણચંદ્ર ગગનચંદ્રના પ્રકાશદ્વારા પુષ્ટિ આપી રહ્યા છે. તેથી

કવિ કહે છે, "હે પ્રભુ, હું તમારા રૂપલાવણ્યની પ્રશંસા કરું કે મારા નેત્રની પ્રશંસા કરું! એક બાજુ તમારી રૂપમાધુરી પ્રતિક્ષણ વધતી જ જાય છે ને. બીજી બાજુ મારાં નેત્ર તમારી અદ્‌ભુત અનુપમ રૂપસુધાનાં પાન કરવા છતાં તૃપ્ત થતાં જ નથી. એનું તાત્પર્ય તે વસ્તુનો પ્રભાવ છે, કે મારા અનુરાગનું કારણ છે, અથવા તો બંનેના મિલનથી આ મારી અતૃપ્ત દશા છે!

શ્લોક ૮૫-ઉપેંદ્રવજ્રોપજાતિ છંદઃ

તદેતદાતામ્રવિલોચનશ્રીસંભાવિતાશેષવિનમ્રગર્વમ્ ।
મુહુર્મુરારેર્મધુરાધરોષ્ઠં મુખામ્બુજં ચુમ્બતિ માનસં મે ॥૮૫॥

પદ ૮૫-ભાવાર્થ

યહ નૈન રતનારે જુ શોભા કે ભરે
વિનત જન કે મદ અશેષ બઢા રહે ।
યહ મુરારિકે અધર મધુકે ઢરે,
મુખકમલ પૈ મનમધુપ નિત રમ રહે ॥

મારું મન મુરારિ શ્રીકૃષ્ણના મધુરાધરોષ્ઠ યુક્ત મુખકમલનું વારંવાર ચુંબન કરી રહ્યું છે. પરમ શોભા તથા રસના આધાર એવા મધુર અધરને લીધે પ્રભુનું શ્રીમુખ કમલદલ કરતાં પણ અત્યત મનોહર છે. ત્યાં મારા નેત્ર રૂપી ભ્રમરો અત્યંત આસક્ત થઈ રહ્યાં છે નેત્ર, નેત્ર નથી પણ મનની જીભ છે. અને તે દર્શન નહિ પણ લેહન છે. આવા લાલસામય ઉદ્‌ગાર છે. આગળ કહે છે કે મુરારિના મુખકમલનાં લોચનો કરુણા કટાક્ષની શોભા પ્રકાશિત કરે છે. તે કટાક્ષદ્વારા પોતાના વિનમ્ર ભક્તોના ગર્વ વધે છે. 'વિનમ્રભક્તજનગર્વ' એટલે ભગવત સંબંધ રૂપી ગર્વ અર્થાત હું બ્રાહ્મણ છું, કુલિન છું, વિદ્વાન છું, ધનવાન છું, ત્યાગી વિરક્ત, મહંત છું તેવી દૈહિક વસ્તુની અહંતા એજ અભિમાન છે. તે અભિમાન આત્માનો જીવનો નાશ કરનાર છે, માટે તજવું. પરંતુ હું આત્મા છું, પરમાત્માનો અંશ છું, તેમનો સખા છું, દાસ છું, સત્ ચિત્ત આનંદ સ્વરૂપ છું, આ અભિમાન તો પ્રભુપ્રાપ્તિ જલદી કરાવે છે. સંસારના વિષયોની આસક્તિનો જલદી નાશ કરે છે, માટે

ઈચ્છનીય છે. પોતાનું સત્ય સ્વરૂપ સમજાતાં સંસાર પ્રતિ દીનતા હીનતા આધીનતા દૂર થતી જશે, અને ભક્ત નિર્ભય નિરપેક્ષ નિર્દ્વંદ થશે. ભગવાન પણ તે તે સ્વરૂપજ્ઞાનનો ગર્વ ભક્તમાં વધારે છે. એના દેહના ગર્વને મટાડે છે. માટે ગોપીઓનાં વસ્ત્ર હરણ કરી દેહના ગર્વનો (વિધ્વંસ) નાશ કર્યો. પછી વસ્ત્રપ્રદાન કરી તેમના સ્વરૂપનું સખિત્વના ગર્વનું દાન પ્રદાન કર્યું.

ચોરો હરિદાસકો (પરંતુ) સાહુનકો સિરતાજ ।
સાહુ પૂજે શીતરા, ચોરનકે કુંજરાજ ॥

શ્લોક ૮૬–પૃથ્વી છંદ

કરૌ શરદિજામ્બુજક્રમવિલાસશિક્ષાગુરૂ
પાદૌ વિબુધપાદપપ્રથમપલ્લવલંઘિનૌ ।
દૃશૌ દલિતદુર્મદત્રિભુવનોપમાનશ્રિયૌ
વિલોકય વિલોચનામૃતમહો મહઃ શૈશવમ્ ॥૮૬॥

પદ ૮૬–ભાવાર્થ

હુલન હલન કર, શરદ કમલવન,
હરત સકલમદ, સિખવત નિદન ।
અરુણ મૃદુલ પદ અમર તરુન દલ,
દલત દરપ સમ, છબિ મૃદુ સદન ॥
નયનકમલયુગ, ભુવન સકલ કછુ,
લહન ન સમતુલ દમિત દુમદ તન ।
લખહુ લખહુ સખિ, નયનન હરખિસુ ।
અમરિત વરષિ એ શિરજુ મહધન ॥

અહો, કેવું આશ્ચર્ય છે! અરે મારાં લોચન સામે ઉભેલા ગ્કાન્તિપુંજના દર્શન તો કરો તમે દર્શન કરી રહ્યાં છો તે હું જાણું છું છતાં દર્શન કરવાનું એટલા માટે કહું છું કે તમે અન્યત્ર દર્શન માટે ચાલ્યાં ન જાઓ; ભલી ભાતે દર્શન કરી લો, કારણ તમારા લોભ લાભ યોગ્ય દર્શનીય વસ્તુ એ એક માત્ર છે. તેટલા માટે આ શ્યામ જ્યોતિને નખથી શિખ સુધી જોઇ લો. 'વિલોકય' આરોહણ–અવરોહણ કર્યા કરો.' કદાચ પૂછશો કે કેમ

કરું ? તો સાંભળો કે એ જ એક માત્ર અમૃત છે. શ્રીકૃષ્ણનાં હસ્તકમળ સર્વ કમળના ગુણોમાં શ્રેષ્ઠ છે તથા શ્રીકૃષ્ણના ચરણ-કમલ તો અરુણતા, સુકુમારતા, સૌરભ, શીતલતા, સરસતા વગેરે ગુણોદ્વારા સ્વર્ગના કલ્પવૃક્ષના નવપલ્લવની શોભા કરતાં પણ વધે છે. તેમના નેત્રયુગની શોભા ત્રણે ભુવનમાં મૃગ, મીન, ખંજન, ચકોર, કુવલય વગેરે ઉપમાની શોભાનો ઉપહાસ કરી એ સૌને મદદલિત કરે છે.

શ્લોક ૮૭-શાર્દૂલવિક્રીડિત છંદઃ

આગ્નિન્વાનમકુન્યમહન્યહનિ સાકારાન્વિહારાકમા-
નારુધાનમરુન્ધતી હૃદયમપ્યાર્દ્રસ્મિતાર્દ્રશ્રિયા ।
આતન્વાનમનન્યજન્મનયનશ્લાધ્ય મનર્ધ્યાં દશા-
માનંદં વ્રજસુંદરીસ્તનતટીસામ્રાજ્ય મુજ્જૃમ્ભતે ॥૮૭॥

પદ ૮૭-ભાવાર્થ

યહ આનંદ રસ કી રાસ ।
આનંદઘન આનંદ લહત જહાં, કરિ ગોપિન ઉર વાસ ॥
આપસ્વારથકે જગત ભગત સબ, કરત પ્રભુકો દાસ ।
નિર્મલ નેહ ગોપિન ઉર સરવર, શ્યામલ હંસ વિલાસ ॥
દિનદિન છિનછિન નવ નવ કેલિ જુ, કરત મૂરતિ પરકાસ ॥
રમા ઉમા સતી અરૂંધતી મન મુષકત સરસ સુહાસ ॥
યહ શોભા યહ લગન મિલન હિય, જો દેખન અભિલાષ ॥
તનકે નૈનન મૂંદિ ગોપિન કે, "પ્રેમ" નૈન કર આસ ॥

ગયા શ્લોકમાં ભગવાનનું અમૃત સ્વરૂપ કહી કીર્તન કર્યું. હવે આ શ્લોકમાં આનંદ સ્વરૂપ કહી લાલસા પૂર્વક કીર્તન કરે છે. "આનંદમુજૃંભતે" આનંદ- બ્રહ્મ મારી સન્મુખ પ્રકાશી રહ્યા છે. અહીં ભગવાનને ગોપીઓના ઉરોજમંડલરૂપી સામ્રાજ્યને પ્રાપ્ત આનંદબ્રહ્મ કહે છે. તાત્પર્ય ગોપીઓનાં ઉરોજ મહાભાવ સરોવરના સરોજ (કમલ) છે. તે શ્રીકૃષ્ણનું પરમ સુખ-કર વિશ્રામ સ્થાન છે. તે આનંદ સ્વરૂપને પણ આનંદિત કરે છે. શ્રીકૃષ્ણને ત્રણ લોકમાં ક્યાંય પણ સુખ શાન્તિ નથી. ભક્તોના

તથા દેવતાઓના "પ્રભુ, આવો, બચાવો, પ્રભુ આટલું કરો, આટલું આપો વગેરે અનેક પ્રકારના પોકારથી પ્રભુ અહર્નિશ વ્યસ્ત થઈ રહ્યા છે. અને તેથી ય અનેક રૂપે અખિલ બ્રહ્માંડના અનુગ્રહ પાલન શાસનમાં ત્રસ્ત થઇ રહ્યા છે. અમો અભાગીઆઓ માટે તે ઐશ્વર્યપૂર્ણ પ્રભુ અનંત કલેશ સહન કરતા અમારી સેવા કામનાપૂર્તિ કરી રહ્યા છે. જ્યારે એ પ્રભુનું નામ લેવામાં વાયુના એક પરપોટા—જેવા આપણે જીવો લાખો તર્ક કરીએ છીએ, અને પ્રભુની સુખશાંતિ માટે તો આપણને વિચાર સરખો છે જ નહિ. એટલુંજ નહિ પણ આપણી સુખશાન્તિ માટે પણ દીન થઈ પ્રભુનું સ્મરણ કરતા નથી! તેમની શાન્તિ અને સુખનો વિચાર કેવળ ગોપીજનોને જ હતો. બંશીધ્વનિ સાંભળતાં જ તેઓ વિષય-સુખ તથા ધર્મસુખને આગ ચાંપી અર્ધ રાત્રીએ કાંટા કાંકરા પર પડતી આખડતી ઉન્માદિનીની જેમ દોડી એમની પાસે ગઈ ને "લો, લ્યો" કરીને પોતાના તન મન લોક વેદ સર્વસ્વ પ્રભુને અર્પણ કર્યું. તેઓ "પ્રભુ! આપો, આપો" કહી પ્રભુને સતાવવા ગઈ નહોતી. તેમના કરસ્પર્શ, અધરસ્પર્શ, ચરણસ્પર્શમાં કેવળ સમર્પણ જ છે. "હે દેવ અમે તમારૂં નૈવેદ્ય છીએ, અમને ગ્રહણ કરો, યથેચ્છ ઉપભોગ કરો, અને સુખી થાઓ. તમને સુખી જોઇને અમને રોમ રોમમાં આનંદ થશે." આ હતી એમની ભાવના. તેમનામાં 'આપો આપો' હોત, પોતાના સુખની વાસનાના ગંધ પણ હોત તો શ્રીશુકદેવજી, નારદ, બ્રહ્મા, ઉધ્ધવ સરખા એવા તુચ્છ નારકીય કામનું કીર્તન કરત નહિ એક કામી જીવ પણ જે કામ વિષયને ખરાબ સમજે છે, તેવો જ કામ જો ગોપીઓનો હોત તો તેવા ગોપીઓના કામની સામે તો મહાન પુરુષો કદી પણ જુવત નહિ, પરંતુ આ તો અલૌકિક કામ (રસ આનંદ) છે. નહિ તો મહાન વલ્લભ પ્રભુ, મહાન્ ચૈતન્ય પ્રભુ જેવા આચાર્યો તેને પંચમ પુરુષાર્થ કહી ગોપીજનોની માફક તે કામ માટે (પ્રેમ ભક્તિ માટે) ઘોષણા કરે છે તે ના કરત. જગત ભૂલ કરી કામને પ્રેમ કહી શકે છે. પણ પ્રભુ ભૂલ કેમ કરે? કામ તો તેમની છાયાથી મૂર્છિત થઇ ગયો છે. તેથી ગોપીઓના કામશૂન્ય

મહા અલૌકિક કામ, તથા સ્વાર્થશૂન્ય વિશુદ્ધ પ્રેમનાં દર્શન કરો. તેમના પર પ્રભુ મોહિત થયા. તેમણે કહ્યું કે સ્વાર્થી સંસારમાં એક એવું સ્થાન છે–એક એવાં ભક્ત છે, જે મારા ઐશ્વર્ય પર ધૂળ નાખી, મને હૃદય સાથે લગાડી, મને સુખી કરી, સુખી થવા માગે છે. તેમના ઉરોજ મારી શેષશય્યા છે, અને તેમનાં સ્તનમંડલ મારા અખંડ આનંદ સામ્રાજ્યનું મંડલ છે. માટે જ શ્રીકૃષ્ણ કહે છે, "બ્રહ્માંડશાસને વ્યસ્તોઽહં પાહિ રાધે સુધાધરેણ માંમ્" "હે રાધે! હું બ્રહ્માંડ શાસન કરી થાકયો છું, મારી ગ્લાનિ અધરામૃતથી દૂર કરો." આ ગોપી ઉરોજમાં શ્રીકૃષ્ણને નિશ્ચિંત વિશ્રામ આનંદ પ્રાપ્ત થાય છે. તેથી જ પ્રભુ કહે છે, 'મારી અનેક લીલા મારે માટે તથા જગત માટે મનોહારિણી છે. પણ રાસની સ્મૃતિ આવતાં મારા મનની દશા ન જાણે કેવી થાય છે! અપૂર્વ આનંદ રસ ભરી થઈ જાય છે.'

સમસ્ત લીલા જગતના હિત માટે છે. પણ રાસલીલા આત્મહિતાર્થે છે. અન્ય લીલા માયા સહિત બાહ્ય વિલાસ છે. રાસલીલા આત્મરૂપી રાધા તથા તેમના વ્યૂહરૂપ ગોપીઓ સહિત અંતર્વિલાસ છે. "વ્રજસુંદરી"નો અસાધારણ અર્થ 'વ્રજ' એટલે ગૃહ, માતપિતા વગેરેનો ત્યાગ કરી સંન્યાસ જેણે લીધો છે એવી પરિવ્રાજિકાઓનું (સંન્યાસીનીઓનું મંડળ). શ્રીકૃષ્ણનો 'અનન્યજન્મનયનશ્લાઘ્યમ્' અનન્યજન્મા કામદેવનાં પણ નયનોદ્વારા સરાહનીય–એટલે ભગવલ્લીલા કામદેવનાં મનને પણ મોહ પમાડનારી છે. વળી અનન્યજન્મ–(ન વિદ્યતે અન્ય જન્મ યેષામ્ તેષાં નયનાનાં યોગ્યમ્) એટલે દિવ્ય ચક્ષુવાળા માટે. આ રાસલીલા–દિવ્યલીલા દિવ્ય ચક્ષુઓ વડે જ જોવા યોગ્ય છે, માંસનાં ચક્ષુ તથા માંસની બુદ્ધિવાળા લોકો–વડે અગ્રાહ્ય અને દુર્બોધ છે.

આ પ્રમાણે ગોપીઓના હૃદયનું સામ્રાજ્ય પ્રાપ્ત કરીને પ્રભુ દરરોજ પ્રતિદિન, પ્રતિક્ષણ સાકાર વિહાર પરિપાટી સર્જે છે. એક લીલા બીજીવાર કદાપિ હોતી નથી. મહારાસ એ કંઇ એક દિવસની લીલા નથી પણ એક કલ્પ(બ્રહ્માનો એક દિવસ)ની

લીલા છે. તેમની સહજ સરસ મૃદુહાસ્યની શોભા સાધ્વી-શિરોમણિ વશિષ્ટ-પત્ની અરુંધતીના હૃદયને પણ આકર્ષણ કરે છે. આ એક વિકટ સત્ય છે. શુકદેવજી પણ કહે છે કે ત્રણ લોકમાં એવી કઈ સ્ત્રી છે જે તમારી આ મુરલીધ્વનિ સાંભળી, તમારાં ત્રિભુવનસુંદર રૂપતાં દર્શન કરી, મોહિત થઈ ના હોય? મનુષ્ય તો શું પણ આ ધ્વનિ આ રૂપ પશુ, પંખી, લતા, તરુ, દેવ, દેવી બધાને મોહિત કરી પ્રફુલ્લિત કરે છે આનંદમય, રસમય કરે છે.

હર-અંકમેં બૈઠિ જુ પારવતી મુરઝાય પરી લગી આંસુરિયા,
સુરનારી સબૈ પતિસંગ કે રગ કૂં ભૂલિ બહાવત-આંસુરિયા,
અરુ રમા રમાપતિ અંગ હુતે પદ સંગહૂ તુષ ભરે સાંસુરિયા,
અસ કૌન સી નારી ત્રિલોક મંઝારિ ન મારિ બિહારી કી બાંસુરિયા!

સતીના મનને મોહ કરી સતી ધર્મનો લોપ કરવો તે શું ધર્મરક્ષક ધર્મરૂપ પ્રભુ માટે ઉચિત છે? હા, તેમાં ભગવત્ તત્ત્વની રક્ષા તથા શોભા છે. કેવી રીતે? પ્રભુ જો બધાના ચિત્તને આકર્ષણ ના કરી શકે તો તે પ્રભુ શાના? તે બધાના આત્મા છે—આનંદ સ્વરૂપ છે માટે બધાના આકર્ષક છે. પુરુષોમાં શ્રેષ્ઠ આત્મારામના આકર્ષક છે. તેમ જ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ ઉમા, રમા, અરુંધતી વગેરેના પણ આકર્ષક છે. આકર્ષણ કહો, પ્રેમ કહો, આત્મા કહો, બ્રહ્મ કહો, તે બધાની સાક્ષાત મૂર્તિ શ્રીકૃષ્ણ છે, તેથી એ સર્વને આકર્ષક છે.

પરંતુ સતીત્વ ધર્મના નાશનો દોષ તો લાગે છે ને? ના, જો પ્રભુ કોઈ દેહધારી પુરુષ હોત તો દેહના સંબંધથી સતીત્વ ધર્મનો નાશ થાત. પરંતુ પ્રભુમાં કોઇ દેહી દેહ ભેદ નથી. ખાંડના રમકડાની જેમ ભગવાનના મુખ, હસ્ત, ચરણ, ઉદર આદિ સર્વ હોવા છતાં નખથી શિખ સુધી અંદર તેમ જ બહાર સર્વ ઠેકાણે આનંદ જ આનંદ, રસ જ રસ, આત્મા જ આત્મા છે. સતીમાં તથા સતીના પતિમાં જે આત્મા છે તે આત્માના કારણે પોતાનો તેમ જ પતિનો દેહ પ્યારો લાગે છે. તે જ આત્માની પ્રત્યક્ષ મૂર્તિ શ્રીકૃષ્ણ છે. આત્મા અમૂર્ત, અદૃશ્ય,

હોવાથી આટલો અધિક પ્રિય છે. પણ તે જ આત્મા ત્રિભુવન-સુંદર મૂર્તિ ધારણ કરી નેત્રોની સામે આવે, હસે, બોલે, પ્યાર કરે તો કેટલો અધિક પ્રિય લાગે? તેના પર મોહિત થવાથી આત્મારામ એવા શુક સનકાદિકની આત્મારામતામાં ઊણપ આવતી નથી. પરંતુ આત્મારામતા સિદ્ધ થાય છે. તે પ્રમાણે રમા, ઉમા, અરુંધતી વગેરે સતીશિરોમણિઓનો સતીત્વ ધર્મ શ્રીકૃષ્ણ પર મોહિત થવાથી નષ્ટ થતો નથી, પણ પુષ્ટ થાય છે. આ સાર છે. પરીક્ષિત રાજાએ પણ આવી શંકા કરતાં શ્રી શુકદેવજીએ ઉત્તર આપ્યો હતો:

"ગોપીનાં તત્પતીનાં ચ, સર્વેષામેવ દેહિનામ્ ।
યોઽન્તશ્ચરતિ સોઽધ્યક્ષઃ ક્રીડનેનેહ દેહભાક્ ॥ (૧૦, ૩૩, ૩૬)

યથાર્થ પતિ ભગવાન છે—રક્ષા કરી અભય દેવાવાળા યથાર્થ—પતિ ભગવાન છે. જન્મ-મરણ, દુઃખ દોષ આદિથી રક્ષા કરી અભયદાન આપવા ભગવાન સિવાય કોઈ સમર્થ નથી. માટે ભગવાન જ સાચા પતિ છે. માનવી તો જૂઠો પતિ છે. જાર મનુષ્ય સ્ત્રીના ધર્મને નષ્ટ કરે છે, તથા કલંક તથા પાપને વધારે છે. (જારયતિ ઈતિ જારઃ) બાળી મૂકે તે જાર. ભગવાન પણ સ્ત્રીના ધર્મત્યાગના કલંકને તથા પાપને બાળે છે. સતી સ્ત્રી પંચભૌતિક શરીરવાળા સામાન્ય જીવમાં (પતિદેવો નારીણાં દૈવતં પરમં સ્મૃતં)એવી શાસ્ત્રની આજ્ઞાથી નરકના ભયથી પતિને ભગવાન જેવા માની પતિવ્રતા ધર્મનું સાધન કરે છે. પણ ગોપીઓ પંચભૌતિક જીવમાં નહિ પરંતુ સાક્ષાત પરબ્રહ્મ શ્રીકૃષ્ણમાં શાસ્ત્રના બળથી નહિ, પણ સહજ પ્રેમથી વશ થઈ, સ્વર્ગના લોભથી કે નરકના ભયથી નહિ, પણ આ લોક તથા પરલોકના લાભનો ત્યાગ કરી, જેવા તેવા ભગવાનને ન માનતાં સર્વાત્મભાવથી શ્રીકૃષ્ણમાં પ્રીતિ કરે છે. તેથી સંતો પણ ગોપીઓને પૂર્ણ સતી માને છે. આ ગોપી—આશ્લિષ્ટ સ્વરૂપનું માધુર્ય અદ્ભુત છે, તથા અતુલનીય છે. તે વાત ગોપીભાવ આવ્યા સિવાય અગમ્ય છે. આવી ગોપીદૃષ્ટિથી બિલ્વમંગલ ગોપીભાવ યુક્ત નારીદેહ માટે લાલસા કરે છે;

શ્લોક ૮૮-ઇન્દ્રવજ્રા છંદઃ

તદુચ્છ્વસિતયૌવનં તરલશૈશવાલંકૃતં
મદચ્છુરિતલોચનં મદનમુગ્ધમહારસામૃતમ્ ॥
પ્રતિક્ષણવિલોભનં પ્રણયપીતવંશીમુખં
જગત્ત્રયમનોહરં જયતિ મામકં જીવિતમ્ ॥૮૮॥

પદ ૮૮-ભાવાર્થ

જય મમ જીવન મનહર ત્રિભુવન, શ્યામલ તન ઘન નયન આનંદન ।
અંગ અંગ યૌવન દમકત દમદમ, દુરિ દુરિ શૈશવ વિલસત છબિ તન ॥
મદભરે લોચન મુસકન અધરન, અમૃતરસઘન મદનવિમોહન ।
છિન છિન લોચન "પ્રેમ" પ્રણત જન, મુખ મુરલી સખી ચુંબત ઘન ઘન ॥

તેમનું - યૌવન - સમસ્ત અંગ-પ્રત્યંગમાંથી-આંખોમાંથી અધરોષ્ઠમાંથી ગંડકપોલમાંથી વક્ષસ્થલમાંથી હસ્તમાંથી ચરણમાંથી, વાણીવિલાસમાંથી ઊભરાઈ રહ્યું છે. "તરલશૈશવાલંકૃત" એટલે ચાલી જતી શૈશવ અવસ્થાથી શોભાસ્પદ કિશોર અવસ્થા.

"મદચ્છુરિતલોચનં" સહજ રસીલાં લોચન.

"પ્રતિક્ષણવિલોભન"-પ્રત્યેક ક્ષણે દર્શન માટે લોભ વધારનારું છે. અને એટલા માટે જ "જગત્ત્રયમનોહરમ્" કહ્યું.

"પ્રણયપીતવંશીમુખં"-અત્યંત પ્રીતિપૂર્વક મધુર મુરલી બજાવી સખીના મુખનું ચુંબન કરવાવાળા.

શ્લોક ૮૯-ઇન્દ્રવજ્રા છંદઃ

ચિત્રં તદેતચ્ચરણારવિંદં, ચિત્રં તદેતન્નયનારવિંદમ્ ।
ચિત્રં તદેતદ્ વદનારવિંદં, ચિત્રં તદેતત્ વપુરસ્ય ચિત્રમ્ ॥૮૯॥

પદ ૮૯-ભાવાર્થ

અદ્ભુત એ વેહી ચરણારવિંદ હૈ,
અદ્ભુત એ વેહી નયનારવિંદ હૈ ।
અદ્ભુત એ વેહી વદનારવિંદ હૈ,
અદ્ભુત એ અદ્ભુત વપુ "પ્રેમ" કંદ હૈ ॥

પ્રભુના કોઈપણ અંગનું ચિત્ર આપણા હૃદયમાં ઉતરી જાય, કોઈપણ શબ્દ આ ચંચળ ચિત્તને સ્થિર કરે, તે માટે બિલ્વમંગલ

પોતાના અનુભવને વિવિધ રૂપથી વિવિધ શબ્દોદ્વારા ચીતરવા પ્રયત્ન કરે છે. શ્રીકૃષ્ણના અંગ પ્રત્યંગનું અવલોકન કરતાં બોલે છે, "તે ચરણારવિંદ અદ્ભુત છે. ધ્વજ, વજ્ર, અંકુશ વગેરે રેખા યુક્ત છે, તે નયનારવિંદ પણ અદ્ભુત છે. તે વદનારવિંદ પણ અદ્ભુત છે. તેમનું સમસ્ત વિગ્રહ પરમ અદ્ભુત છે.

શ્લોક ૯૦–શાર્દૂલવિક્રીડિત છંદઃ

અખિલભુવનૈકભૂષણમધિભૂષિતજલધિદુહિતૃકુંચકુંભમ્ ।
વ્રજયુવતિહારાવલિમરકતનાયકમહામણિં વંદે ॥૯૦॥

પદ ૯૦–ભાવાર્થ

અખિલ ભુવનકે પરમાભૂષણ, જલધિસુતાકુચકુંકુમભૂષણ ।
વ્રજયુવતિ ઉર હાર વિભૂષણ, વંદૈ કૃષ્ણં ભૂષણભૂષણ ॥

વંદન કરૂં છું. સ્તુતિ કરૂં છું તેને, જે શ્રુતિઓની ગુપ્ત નિધિ છે, મુનિઓની ધ્યાનનિધિ છે, ભક્તવૃંદોની હૃદયનિધિ છે, વિશ્વની જીવનનિધિ છે, અને વ્રજની ક્રીડાનિધિ છે, તથા "ચિત્ર વિચિત્ર" નિધિ છે. તે નિધિનિધાન મારા જેવા કંગાલની સન્મુખ વિલાસ કરતા પ્રકાશ કરી રહ્યા છે. તેથી આ કંગાલ પાસે તે અસીમ અહેતુક કરુણાસાગરને સમર્પણ કરવા જેવું શું છે? કંઈ જ નથી માટે આ વાણીથી આપની વંદના કરૂં છું. આપે મને મૂકમાંથી વાચાલ કર્યો છે. આપના દેહથી જ આપને નમન કરૂં છું.

(૧) અખિલ બ્રહ્માંડના એકમાત્ર ભૂષણ સ્વરૂપ આપને વંદના કરૂં છું.
(૨) જલધિસુતા લક્ષ્મીના વક્ષસ્થલના ભૂષણરૂપ આપને વંદના કરૂં છું.
(૩) વ્રજ યુવતીઓના હારના મરકતમણિ પદક સ્વરૂપ આપને વંદના કરૂં છું.

સમસ્ત બ્રહ્માંડને અન્ન, જલ, પ્રાણ, જીવન, જ્યોતિ, રસ, અને પ્રેમ પ્રદાન કરવાવાળા આપ ત્રિભુવનના એક માત્ર ભૂષણ રૂપ છો. માત્ર શ્રીરાધિકાજીના વક્ષસ્થલને વિભૂષિત કરી રહ્યા નથી પણ સમસ્ત વ્રજયુવતીઓના વક્ષસ્થલને વિભૂષિત કરી રહ્યા છો.

જેમ સુવર્ણના હારમાં મધ્યમાં મણિપદક હોય, તેમ વ્રજ-યુવતીઓ રૂપી સુવર્ણહારમાં (મધ્ય પ્રદેશ)હૃદયના ઉપર તે શ્રીકૃષ્ણ મહામણિ બનીને વિરાજમાન છે. કેવું આશ્ચર્ય ! અનંત ગોપીઓ તથા રાધાજીના હૃદય ઉપર એકી સાથે એ કેમ બિરાજમાન હોઈ શકે ? તે બુદ્ધિથી વિચારથી અગોચર છે, વાણીથી કહી શકાય તેમ નથી. તે તો કેવળ ગુણગાન કરવા તથા નમન-વંદન કરવા યોગ્ય છે.

શ્લોક ૯૧-વસંતતિલક છંદઃ

કાન્તાકચગ્રહણવિગ્રહલબ્ધલક્ષ્મીખંડાંગરસરંજિતમંજુલશ્રી ॥ ૧ ॥
ગંડસ્થલીમુકુટમંડલખેલમાનધર્માંકુરઃકિમપિ ગુંફતિકૃષ્ણદેવઃ॥૯૧॥

પદ ૯૧-ભાવાર્થ

અબ રાસમેં રંગ અનંગ ભરે
કચ પરસત દ્વંદ અમંદ મચ્યો ।
સબ તૂટી ગઈ હાર વ છૂટી ગૈ વાર
વ ઉબટિ ગયે અંગન રાગ લસ્યો ॥
સુખ ગંડ કપોલન પૈ શ્રમકન એ
ઝલકત ઝલમલ શોભા સચ્યો ।
નવ ગૂંથત માલ પહિરાવત આલ
પહિરાવત માલમેં માલ રચ્યો ॥

લીલાશુકનાં નેત્ર અનંત લીલા રસમાં ડુબેલાં છે. હજારો પદાર્થ સામે છે. તેના બે તરસ્યાં નેત્રો સામે કોટિ કોટિ દામિની કોટિ કોટિ નીલઘનનું એક મહા મહોજ્જ્વલ પ્રકાશમંડલ ચક્રવત ભ્રમણું કરી રહ્યું છે. તેમાં નાચ, ગાન, આલિંગન, ચુંબન, કેશ-પરસ છે, ને હસ્તાહસ્તી છે, વિગ્રહ છે અને સંધિ છે. આ શ્લોકમાં રાધાજીના કેશપાશ પકડવા માટે શ્રીકૃષ્ણ ચંચળ થઈ હસ્તાહસ્તી આદિ ક્રીડા આરંભ થાય છે. અંતમાં ક્ષતવિક્ષત થઈ શ્રીકૃષ્ણ પરમ શોભાને પામ્યા. શ્રીરાધિકાજીનું સિંદુર, ચંદન, કુંકુમ વગેરે અંગરાગ સ્થાનભ્રષ્ટ થઈ શ્રીકૃષ્ણના અંગમાં લિપ્ત થયું, તેથી ક્રીડાશીલ દેવ મધુરતમ શોભાને પામ્યા. અને તેમના સ્વચ્છ દર્પણ જેવા ગંડ(કપોલ)પર (શ્રમકણ) પ્રસ્વેદનાં

બિંદુ મોતી જેમ ચળકવા લાગ્યાં. ક્રીડા પરાયણ શ્રીકૃષ્ણ તેવી કોઈ અનિર્વચનીય માલા પરોવી રહ્યા છે. 'કિમપિ ગુમ્ફતિ' તે મોતીની માલા છે અથવા તે કોઈ પરિહાસ માલા છે! જેની રચના ગોપીઓના મર્મવાક્યોથી હારી શ્રીકૃષ્ણ બનાવી રહ્યા છે. અથવા તો તૂટેલી માલતી માલાના સ્થાન પર કોઈ એક નીલેન્દી ફૂલની માલા બનાવે છે, એ તો રસિક હૃદયોને જ એક આસ્વાદ્ય છે.

શ્લોક -૯૨ ઈન્દ્રવજ્રા છંદઃ .

મધુરં મધુરં વપુરસ્ય વિભોર્મધુરં મધુરં વદનં મધુરમ્ ।
મધુગન્ધિમૃદુસ્મિતમેતદહો મધુરં મધુરં મધુરં મધુરમ્ ॥૯૨॥

પદ ૯૨-ભાવાર્થ

યહ સાંવલ તન તો મધુર મધુર ઘતિ, ઝલકત છલકત ભારી હૈં ॥
પર મધુર મધુર મુખ મધુર મહા, નિરખત અંખિયાં હારી હૈં ॥
તાપર મૃદુ મુસકનકી સૌરભ રસમાદક શોભા સારી હૈ ॥
યહ મધુરં હૈ યહ મધુરં હૈ, યહ મધુરં મધુરં ન્યારી હૈ ॥

રાસ મંડલમાં શ્રીરાધાજી સહિત શ્રીકૃષ્ણની કદી ન જોએલી અનુપમ શોભાનાં દર્શન કરી, અત્યંત આશ્ચર્ય તથા વિમુગ્ધતા સાથે લીલાશુક કહે છે કે વિભુનું વિગ્રહ મધુર છે. વિગ્રહ વિભુ (સમર્થ વ્યાપક) સર્વ ગોપીમંડળ સહિત પ્રકાશમાન છે. તથા સહજ સૌંદર્ય–માધુર્યનિધિ છે. પણ શ્રીરાધાજી સહિત તેઓ અતિશય સૌંદર્યને પામ્યા છે.

રાધાજીના મુખચંદ્રનાં દર્શનની અભિલાષા પ્રકટ કરી, એની ત્રણ વિશેષતા કહે છે. (૧) એ મુખચંદ્ર રસસિંધુ છે. લવણ-સિંધુથી ઉત્પન્ન થયેલો ચંદ્રમા જો આટલો મધુર છે તો પછી રાધામુખચંદ્ર સર્વોત્તમ મધુર રસસિંધુ સાગર છે તેનું યથાર્થ નિરૂપણ કોણ કરી શકે તેમ છે?· (૨) 'મધુરાંગકલાનિધાન' છે. મધુરાંગ કલા શ્રીકૃષ્ણ છે. તેમની કલાના નિધાન સ્વરૂપ રાધાજી' છે. જેમ ચંદ્રને જોઈ સમુદ્ર ઊછળે છે. તેમ રસસાગરસ્વરૂપ શ્રીરાધાજીના મુખચંદ્રનાં દર્શન માત્રથી 'શ્રીકૃષ્ણનું હૃદય દિવ્ય' પ્રેમરૂપ કલાની ઉર્મિઓના ભાવથી ભરાઈ જાય છે.· પ્રાકૃત

સાગર ક્ષોભ પામતાં પ્રલયકાર રુદ્ર બને છે. પણ રસસાગર શ્રીકૃષ્ણ લીલા લાવણ્ય મહા મધુરાંગ બને છે. માટે બિલ્વમંગળે મધુરં મધુરં વપુ કહ્યું છે. (૩) "મોહન મહા મધુરાંગભંગિ" ત્રિભુવન સુંદર મોહન શ્યામસુંદરને મહા મધુરાંગત્રિભંગી સ્વરૂપ થવા માટે ઉલ્લસિત કરનાર શ્રીરાધામુખચંદ્ર છે. "તેરે નયન કે મરોરસે ભયે હૈ ત્રિભંગી લાલ" રાધિકાજી પૂનમની તિથિ છે. તે તિથિ વિના શ્રીકૃષ્ણ સુચચંદ્ર કદાપિ પૂર્ણ ખીલતું નથી. શ્રી રાધિકાજીને પ્રભુની આહ્લાદિની શક્તિ કહો–આત્મા કહો. તેમના સહયોગ વિના શ્રીકૃષ્ણનાં નામ, રૂપ, ગુણ લીલા આદિનો પ્રકાશ અપૂર્ણ છે. માટે જ રાધાયુક્ત શ્રીકૃષ્ણને કવિભક્ત મધુર, મધુર, મધુર, મધુર, કહે છે.

અથવા તો પ્રથમ શ્રીવિગ્રહનાં દર્શનથી વિસ્મિત વિમોહિત થઈને લીલાશુક બોલ્યા કે શ્રીવિગ્રક મધુર, મધુર છે. પછી શ્રીકૃષ્ણના વપુનાં દર્શન કરતાં કરતાં જ્યારે દૃષ્ટિ મુખ મંડલ પર પડી, ત્યારે વદનકમળ મધુર મધુર મધુર લાગ્યું, પણ શ્રીરાધિકાજી સાથે તો તે શ્રીવદન અતિશય સુમધુર થયું.

પછી જ્યારે અધરકમલના અપૂર્વ મૃદુહાસ્ય તરફ નજર ગઈ, ત્યારે તો પ્રભુનું સ્મિત મધુર, મધુર, મધુર, મધુર જુએ છે. કારણ કે તે મધુગંધિ છે. એમાં મધુ છે તેટલું જ નહિ, પણ એ સૌરભથી પરિપૂર્ણ છે. કારણ સ્મિત અધરકમલ તથા મુખકમલ પર નિવાસ કરે છે, તેથી કમળની સુગંધ મહામાદક છે. તે સ્મિતમાં રૂપ, રસ, ગંધ, શબ્દ ચારે ઈંદ્રિયોની મધુરતા છે માટે શ્લોકમાં મધુર શબ્દ ચાર વાર વાપર્યો છે.

શ્લોક ૬૩–અનુષ્ટુપ્ છંદઃ

શૃંગારરસસર્વસ્વં, શિખિપિચ્છવિભૂષણમ્ ।
અંગીકૃતનરાકારમાશ્રયે ભુવનાશ્રયમ્ ॥૬૩॥

પદ ૬૩–ભાવાર્થ

શૃંગારરસકી મૂર્તિ યહ, શૃંગાર રસ આધાર હૈ ।
સિર મોર કે દ્વૈ પંખડી, બસ શુદ્ધ રસ શૃંગાર હૈ ॥

ઇન્દ્ર મુખ્ય ક્રિયા રૂપ અપનો, પ્રકટ મનુજાકાર હૈ ।
યહ ગોપ વેષ વ્રે નર વપુહી, "પ્રેમ" ભુવનાધાર હૈ ॥

આ શ્લોકમાં લીલાશુક કહે છે કે તે રાધા સંશ્લિષ્ટ, શૃંગાર રસાવિષ્ટ શ્રીકૃષ્ણ સ્વરૂપ છે એ એક જ શૃંગાર રસનો આધાર છે. સર્વ રસના પણ એ જ પરમાશ્રય છે, સર્વ ભુવનનો પરમાશ્રય છે, સર્વ જીવનનો પરમાશ્રય છે અને મારા જીવનના પણ એ પરમાશ્રય છે. 'ભુવનાશ્રય' આશ્રયે' જે સર્વ જગતના આશ્રયરૂપ છે. એ પ્રભુ જગતના પિતા, માતા, ધાતા, પિતામહ, ગતિ, ભર્તા, સાક્ષી, નિવાસ, શરણ, સુકૃત, પ્રલય, સ્થાન, નિધાન, અવ્યય બીજ ઇત્યાદિ છે. સંપૂર્ણ દૃશ્ય જગત પ્રભુરૂપી માલા-સૂત્રમાં મણિઓની પેઠે પરોવાએલું છે. તેવા શ્રીકૃષ્ણનો હું આશ્રય ગ્રહણ કરૂં છું. ભુવનાશ્રય કહી પ્રભુનું માહાત્મ્ય તથા ઐશ્વર્ય સૂચિત કર્યું.

ઠીક, તો તે ભુવનાશ્રય છે, જગદાધાર છે, અનુગ્રહનિગ્રહ-કારી છે. આ જ્ઞાન, ગૌરવ, ભયથી અથવા લોભથી તમે શ્રીકૃષ્ણનું ભજન કરો છો? શું આ જ પ્રીતિનું ભજન છે?

નહિ અમો તો તેને મૂર્તિમાન શૃંગાર રસના રસરાજ જે પોતાના રસમાં ઉન્મત્ત ખેલાડી છે, તેમ સમજી તે ભાવથી તેમનું ભજન કરીએ છીએ. શૃંગાર રસસર્વસ્વથી તો ભગવાનનું માધુર્ય સૂચિત કર્યું છે. ભગવત્ તત્ત્વની પરિપૂર્ણ-તા ઐશ્વર્ય, માધુર્ય, અને માહાત્મય રૂપી ત્રણ તત્ત્વોથી થાય છે. શૃંગારરસ વિના શ્રીકૃષ્ણ હીન રંક સમાન છે. શૃંગારરસ પણ શ્રીકૃષ્ણ વિના પોતાને વ્યર્થ, અફળ સમજે છે. પોતાના કામની અપૂર્તિના કારણે કૃષ્ણે અતિશય રસકેલી માટે શ્રીવૃંદા-વનમાં કિશોરાકૃતિ ધારણ કરી, અનંત નવનિકુંજ પુંજમાં અનંત ભાવથી સુશોભિત થઈ શ્રીરાધા પ્રમુખ ગોપીઓ સાથે યુગલ કિશોરે વિહાર કર્યો. તેમના નિત્ય-વિહારનું સ્થાન વૃંદાવન છે. દ્વાપરના અંતમાં પ્રભુ આ નિત્યવિહારને ભૂતલપર પ્રકટ કરે છે. અન્ય સમયે અંતર્હિત રૂપે નિત્ય વિહાર કરે છે. આ વૃંદાવનની

"કુંજે કુંજે ચતુર્વેદાઃ પુરાણભ્રમરાકુલે,
વૈકુણ્ઠાદપિ સંગોપ્ય સંભોગસ્થિતમીશ્વરમ્"

વૃંદાવનની કુંજે કુંજ ચારે વેદ તથા પુરાણાદિક શાસ્ત્રોરૂપી ભ્રમરો વડે પરિવ્યાપ્ત છે. આ નિત્ય વિહારની ભગવાનની સ્થિતિ વૈકુણ્ઠાદિ લોકો કરતાં પણ વધારે ગોપ્ય છે.. એથી નારદજીએ વેદવ્યાસ પાસે શ્રીકૃષ્ણનાં સમસ્ત રહસ્યનું તથા રાધાકૃષ્ણના ગુણ ચરિત્રનું વર્ણન કર્યું હતુ, છતાં પણ, વ્યાસજીએ તે લીલાને ગુપ્ત રાખી પુરાણોમાં કેવળ શ્રીકૃષ્ણલીલાનું વર્ણન કરેલું; રાધા સંયુક્ત કથાનું વર્ણન નથી કર્યું. તેમનું શૃંગાર સ્વરૂપ અત્યંત નિગૂઢ રહસ્યમય તથા કેવળ કૃપાસાધ્ય છે.

શ્રીકૃષ્ણદ્વારા શૃંગારરસ પણ કૃતાર્થ થયો. કારણ કે શાસ્ત્રોએ કામને નરકદ્વારે લઇ જનાર કહી નિંદા જ કરી છે. તે જ કામ શ્રીકૃષ્ણના સંબંધથી "પાંચમો પુરુષાર્થ પ્રેમ"ની પદવીને પામ્યો. તેનું નામ તે સંબંધ ચમત્કાર. જેમ પારસમણિના સંબંધથી લોખંડનું સોનું બને છે, ગટરનું પાણી ગંગાજીમાં મલતાં ગંગાજળ થાય છે, અગ્નિના સંબંધથી મલિન વસ્તુ પણ અગ્નિરૂપ બની જાય છે. તે જ પ્રમાણે ભગવાનના સંબંધથી અકર્મ સત્કર્મ બને છે ને અધર્મ ધર્મ બને છે.

સંબંધ બે પ્રકારના છે, (૧) આશ્રયસંબંધ અને (૨) વિષયસંબંધ. કર્તાનું નામ આશ્રય, અને કર્મ તે વિષય છે. જ્યાં કર્તા અને કર્મ બંને ભગવાન જ છે ત્યાં સારા નરસાનો પ્રશ્ન નથી જે કંઈ પ્રભુને માટે થાય છે તે સર્વે "સત્યં શિવં સુંદરમ્" છે. પરમ ધર્મ બને છે. પણ જ્યાં આશ્રય (કર્તા) અને વિષય (કર્મ) જીવ છે, ત્યાં જ ભલા બુરાનો ધર્મ અધર્મનો પ્રશ્ન થાય છે.

તો શું ભગવાન પોતાના માટે એક અને જગત માટે બીજો નિયમ લાગુ પાડે છે? શાને? ભગવાન ચોરી કરે તો પરમ ધર્મ, અને જીવ ચોરી કરે તો અધર્મ? એવા બે નિયમ શાને?

ઉત્તર–બે નિયમ નથી. એક જ નિયમ છે. ભગવાને સ્વયં ગીતામાં કહ્યુંછે કે અહંકાર વિના, અને ફલની અપેક્ષા વિના કર્મ

થાય ત્યાં કર્મ કરનાર ત્રણુ લોકને હણે, તો પણુ તેને હત્યાનું પાપ કે બંધન લાગતું નથી. ભગવાન આત્મારામ, આપ્તકામ હોવાના કારણે તેમનામાં અહંભાવ તથા કર્મના ફ્લની અપેક્ષા હોતી નથી. તેથી જ તેમનાં જન્મ કર્મ દિવ્ય છે. જ્યારે જીવ અહંકાર તથા સ્વાર્થપૂર્ણ હોય છે. તેથી તેનાં કર્મ મલિન છે, ને ધર્મશાસ્ત્રોના નિયમ જીવને લાગુ પડે છે. સિદ્ધો મુક્તો પણ ઘણી વખત કર્મ કરવા છતાં બંધનને પામતા નથી, કારણુ ત્યાં અહંકાર તથા સ્વાર્થ નથી.

તેથી જ ભગવાનના સંબંધથી સમસ્ત વિષય વિકાર સફલ થાય છે. તેથી નારદજીએ ભક્તિસૂત્રમાં કહ્યું છે કે કામ ક્રોધ અભિમાન જીવમાંથી ચાલી જાય તો સારૂં છે નહિ તો, તે બધા ભગવાનને અર્પણ કરો. જ્યારે સર્વ ઇંદ્રિયો શ્રીહરિની સેવા માટે તત્પર થાય છે, ત્યારે વિકારો પણ કૃષ્ણરૂપ કૃષ્ણમય બને છે. પરીક્ષિતે પણ શુકદેવજીને પૂછ્યું કે ગોપીઓ પ્રભુને પ્રભુ માની પૂજા કરતી ન હતી, છતાં તેઓનો દિવ્ય દેહથી નિત્ય લીલામાં કેમ પ્રવેશ થયો? તેમને તો કૃષ્ણ પ્રાણનાથ, નંદનંદન હતા. સો ત્રિગુણાત્મક દેહથી તેઓ મુક્ત થઈ દિવ્ય કેમ બની? ત્યારે શુકદેવજીએ કહ્યું કેઃ-

"કામં ક્રોધં ભયં સ્નેહં ઐક્યં સૌહૃદમેવ ચ ।
નિત્યં હરૌ વિદધતો યાન્તિ તન્મયતાં હિ તે ॥" (૧૦,૨૯,૧૫)

એકત્મભાવ, સુહૃદભાવ ગમે તે એક ભાવથી નિરંતર પ્રભુનું ચિંતન કરવાથી ચિત્ત નિશ્ચય તન્મય, તદ્રૂપ કૃષ્ણરૂપ થાય છે. ગોપીઓ કામદ્વારા, કંસ ભયથી, શિશુપાલ આદિ દ્વેષથી, યાદવો સંબંધથી અને ભક્તો ભક્તિથી (પ્રેમથી) પ્રભુના પદને પામ્યા છે. ભગવાને પણ કાત્યાયની વ્રત કરતી ગોપીબાલાઓને કહ્યું હતું કે જે કામનો સંગ મારી સાથે થાય છે, તે કામ કામ રહેતો નથી. કામનું કાર્ય સંસારની સૃષ્ટિ કરવાનું છે. પણ મારી સાથે કામનો સંબંધ થવાથી તેનું બીજ બળી જાય છે, અને શેકેલા અનાજ પેઠે, ફરી તે સંસાર ઉત્પન્ન કરતો નથી. પણ

ઉલટું ગોળ ખાંડ સાથે મેળવેલા અનાજની પેઠે એ વધુ મધુર બને છે. જ્યાં કામનો વિષય કર્તા અને કર્મ જીવ છે, ત્યાં સંસાર ઉત્પન્ન થાય છે. પણ મારા સંબંધથી તો જીવે શૃંગાર રસના મુખ પર જે કલંક લગાડયું છે તે ધોવાઈ જઇ તેનું મુખ પવિત્ર અને ઉજ્જવલ બને છે. તેથી તો શૃંગાર રસ શ્રીકૃષ્ણનો કૃતજ્ઞ થઈ, તેમને પોતાનું સર્વસ્વ માની, તેમને પોતાના ઇષ્ટ માની અનાદિ કાળથી તેમની અનંત સેવા કરે છે. રાધાકૃષ્ણનો શૃંગારરસ શ્રુતિમનોહર, ચાતુર્યકેલિકલાપૂર્ણ છે, તેમજ કામદેવને કૃતાર્થ કરનાર છે. રાધાકૃષ્ણ સિવાય અન્ય કોઇ પણ દેવ દેવીઓમાં તે શૃંગાર રસ નથી. અસ્થિ માંસના દેહમાં રસ નથી–વિરસ છે–વિષ છે. એક માત્ર આનંદ ચિન્મય રસ શ્રીરાધાકૃષ્ણમાં જ છે.

શ્રીકૃષ્ણ મૂર્તિમાન શૃંગારરસ છે. આમ કહેવાથી તેમનો શ્યામવર્ણ, કિશોર વય, તથા પરમ શોભા માધુર્યનું સૂચન થયું. હવે તેમનો વેષ: શિખિ પિચ્છ એટલે મોર પીંછનો મુગટ માથા ઉપર ધારણ કરી શૃંગારરસની ઉજ્જવલતા, વિશુદ્ધતાની ઘોષણા કરે છે. કેમકે એ મોર પંખ તો ઉજ્જવલ પવિત્ર શૃંગાર રસની ફરહરતી ધ્વજા છે.

'અંગીકૃતનરાકારમ્' તેમણે અનાદિ કાલથી નરાકૃતિ અનંતકાળ પર્યંત ધારણ કરી છે. નારદજી રાજા યુધિષ્ઠરને કહે છે, "તું અતિશય ભાગ્યશાળી છે. કારણકે પવિત્ર મુનિઓ તારે ત્યાં આવે છે. તથા મનુષ્યચિન્હધારી સાક્ષાત પરબ્રહ્મ તારા ઘરમાં નિવાસ કરે છે. દ્વિભુજ નરાકાર શ્રીકૃષ્ણરૂપ ભગવાનનું મૂલ સ્વરૂપ છે. મુખ્ય સ્વરૂપ છે. વૈષ્ણવ સિદ્ધાંત મુજબ ભગવાન હજારો રીતે આવિર્ભૂત થાય છે. મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, પરશુરામ, રામ, વાસુદેવ વગેરે. તે રૂપોનો જન્મ નથી. વૃદ્ધિ નથી, મરણ નથી, એ રૂપોમાં અજ્ઞાન બંધન નથી, કે મુક્તિ પણ નથી. એ સકલ સ્વરૂપ અજર, અમર, પરમાનંદરૂપ છે. લોકપ્રપંચમાં તેમનો આવિર્ભાવ, તિરોભાવ છે. લોકદૃષ્ટિથી દેહ ધારણ દેહ ત્યાગ કેવળ કહેવાય છે. પરંતુ પ્રાકૃત માણસની માફક

ભગવાન માટે દેહગ્રહણ તથા દેહત્યાગ માનીશું તો તેમની નિત્યતામાં વિરોધ આવશે. તેથી વૈષ્ણવો તે સ્વરૂપનું લોકોની દૃષ્ટિ સમક્ષ પ્રગટ થવું તેને જન્મ માને છે, અને દૃષ્ટિથી અગોચર થવું તને દેહત્યાગ માને છે. માટે નરાકાર કૃષ્ણ વર્તમાનમાં ન દેખાવા છતાં વિશ્વવ્યાપક છે. તે પ્રાકૃત અપ્રાકૃત સમસ્ત ભુવનસમૂહના આશ્રય છે. ભગવાન નિરાકાર રૂપથી વ્યાપક તો છે જ, પરંતુ નરાકાર રૂપથી પણ તદવત્ વ્યાપક છે. નહિ તો ચાર આંગળના મુખમાં યશોદાને સકલ બ્રહ્માંડ કેમ દેખાય? તે કાલ સ્થલથી પર છે. નરાકાર છતાં શૃંગારરસ સર્વસ્વ છે. રસ લંપટ વિષયી મનુષ્યો પણ તેમનું ધ્યાન કરી સદ્‌ગતિ પામે છે. તેવો અનુગ્રહ તેમનો છે, જેથી તેમનું શ્રવણ કીર્તન લીલા ગાન કરતાં જીવ પ્રભુ રૂપ બને છે. એવા શૃંગારરસના સર્વસ્વ અથવા શૃંગારરસ જ જેમનું સર્વસ્વ છે, જેમણે શીરપર મોરપિચ્છનો મુગટ ધારણ કર્યો છે, જે નરાકાર રૂપથી નિત્ય બિરાજે છે, તથા, જે સર્વ ભુવનના આશ્રય છે એ શ્રીકૃષ્ણનો હું આશ્રય કરૂં છું.

શ્લોક ૬૪-ઇંદ્રવજ્રા છંદઃ

નાદ્યાપિ પશ્યતિ કદાપિ નિદર્શનાય,
ચિત્તે તથોપનિષદાં સુદશાં સહસ્રમ્ ।
સત્વં ચિરાન્નયનયોરનયોઃ પદવ્યાં,
સ્વામિન્ કથા નુ કૃપયા મમ સંનિધત્સે ॥૬૪॥

પદ ૬૪-ભાવાર્થ

વેદકે નયન જેતે ઉપનિષદ્ કહે જાતે ।
ઉપ સમીપ બ્રહ્મ કે પહુંચાય દેત હૈ ॥
તિનકે હૂ નૈન કહા કિયા મેં હૂ એક બેર ।
દેત ના ઝલક કછુ સુધિ નાહિં લેત હૈ ॥
સોઇ તુમ બેર બેર હેર દેર દે દરસ ।
અંખિયાં સિરાય રહે કૈસો યહ હેત હૈ ॥
કૃપાકે નિકેત નાથ કહો કૌન કૃપા એતી ।
મોતિનકી હોત એતી જહાં "પ્રેમ" રેત હૈ ॥

હે પ્રભુ! આપની કેવી અદ્‌ભુત કૃપા છે, કે આજે આપ સાક્ષાત્ દર્શન આપો છો! હવે પૂર્વ સ્ફૂર્તિની જેમ મારાં આ નેત્રો સમક્ષ દીર્ઘકાલ પર્યંત આપનાં દર્શન થાય તેવી કૃપા કરો. આ દુર્લભ સૌભાગ્ય આપની કઈ અદ્‌ભુત કૃપાથી પ્રાપ્ત થયું? મારા ગોપીભાવથી તો નહિ, કારણકે સુલોચના, દેવકન્યાઓ, મુનીકન્યાઓ વેણુનાદથી મોહિત થઈ ગોપીભાવ માટે પ્રબળ આકાંક્ષા રાખે છે, પણ હજુ સુધી એમને તમારાં દર્શન થયાં નથી. સાંભળ્યું છે કે લક્ષ્મીજીને પણ આપના મદનમોહન સ્વરૂપની પ્રાપ્તિ થઈ નથી. ઉપનિષદ્ સમૂહને પણ નિરંતર દર્શન ભાવનાથી સાધના કરવા છતાં આપનાં દર્શન થયાં નથી, ક્ષણ માટે ચિત્તમાં પણ તમારાં દર્શન થતાં નથી. અરે તમારી એ સત્યજ્ઞાન–અનંતઆનંદરસ મૂર્તિનું માહાત્મ્યજ્ઞાન પણ એમને થતું નથી. શ્રીશુકદેવજી પણ એ જ કહે છે.

'સત્યજ્ઞાનાનન્તાનંદમાત્રૈકરસમૂર્તય.
' અસ્પૃષ્ટ ભૂરિ માહાત્મ્યા અપિ હ્યુપનિષદ્દશામ્

(શ્રી. ભા. ૧૦–૧૩–૫૪)

રાધાકૃષ્ણની કૃપા સિવાય કંઈ શક્ય જ નથી. ઉપનિષદની દૃષ્ટિએ શ્રીરાધાજી અગોચર છે, અને શ્રીકૃષ્ણ તો તેથી પણ વધુ અગોચર છે. કારણકે તે 'રાધાપયોધરસંપુટ મહાનિધિ' સ્વરૂપ છે, તે રાધાનાં દર્શન કેવળ વૃંદાવનમાં થાય છે. શિવ–સનકાદિકના ચિત્તથી પણ એ ધ્યાનગમ્ય નથી. જે પ્રેમામૃત માધુરી રસમય છે, નિત્ય નવ કિશોર છે, તે શ્રીરાધારૂપમાધુરીના દર્શન માટે મારાં નેત્ર ચંચલ થઈ રહ્યાં છે આમ છતાં જ્યારે એમનું (શ્રીરાધાકૃષ્ણનું) નામ મારી વાણીમાં સ્ફુરિત થઈ રહ્યું છે ત્યારે એ નિશ્ચય થાય છે કે એ શ્રીવૃંદાવનનો મહિમા છે–કૃપાનું જ ફળ છે, મારી કૃતિનું નહિ.

**શ્લોક ૯૫–માલિની છંદ:**

કેઽયં કાન્તિઃ કેશવ ત્વન્મુખેન્દોઃ કોઽયં વેષઃ ક્વાપિ વાચામભૂમિઃ ॥
સેયં સોઽયં સ્વાદતામંજલિસ્તે ભૂયો ભૂયો ભૂયશસ્ત્વાં નમામિ ॥

પદ ૯૫-ભાવાર્થ

કેશવકો નહિ પાવે પાર ?
અલકન યુત મુખચંદ નિહારો અલકન છબિ જુ અપાર ॥
યહ કાન્તિ યહ વેશ મનોહર હેરત રહે હિય હાર ॥
તુય જાનહુ કે ગોપી જાનહિ મો મતિ રહિ પચિહાર ॥
કરહું કૃપા અબટારહુ ધોખ સબ "પ્રેમાનંદ" રસઢાર ॥
નમો નમો પ્રભુ નમો નમો પ્રભુ ચરનન વારંવાર ॥

શૃંગારરસ સર્વસ્વમૂર્તિ શ્રીકૃષ્ણના વદનચંદ્રની શોભા, તથા વેષસૌંદર્યનાં દર્શન કરી બિલ્વમંગલની જીભ હવે કીર્તન કરી કૃતાર્થ થવા ચાહે છે. પણ મનવાણીથી અગોચર એ પ્રભુની શોભાનું વર્ણન કરવા અસમર્થ થતાં આશ્ચર્ય પામી તેઓ કહે છે 'હે કેશવ તમારા મુખચંદ્રની કાન્તિ કેવી અપૂર્વ છે. ને તમારો આ વેષ પણ કેવો અપૂર્વ છે. અનેય વાણીથી અગોચર છે. આપની કાન્તિ તથા વેષ તો આપથી અથવા આપના પરિકર એવા ભક્તોથી આસ્વાદ્ય વસ્તુ છે. તેથી આપને હું વારંવાર નમસ્કાર કરૂં છું; વળી હે કેશવ આપના કેશ સ્નિગ્ધ, સઘન, કુંચિત ને શોભિત છે. આપના કપાળમાં તિલક-રચના કેવી મનોહર લાગે છે! વળી શીર ઉપર લટપટી પાઘ તથા તેમાં વળી તમારો ટેઢા લટકદાર મુગટ! કેટલો સુંદર વેષ આપનો છે!"

સુરદાસજી કહે છે કે—

દ્રેખોરી યા મુકુટકી લટકન ॥
નિરતત રાસ લિયે રાધા સંગ વૈજંતી વેસરકી અટકન ॥
પીતાંબર છુટિ જાત છિનહી છીન નૂપુર શબ્દ પાંયનકી પટકન ॥
સુરસ્યામકી યા છબિ ઉપર જૂઠો જ્ઞાન . યોગકી ભટકન ॥

ભગવાને અર્જુનને વિરાટસ્વરૂપ જોવા દિવ્ય ચક્ષુ આપેલાં. પણ તે વિરાટસ્વરૂપ તો મહા સ્થૂલ, 'પ્રપંચમિશ્રિત એક પાદ વિભૂતિ હતી. શ્રીકૃષ્ણનું નિર્ગુણ સચ્ચિદાનંદ સ્વરૂપ તો ત્રિપાદ વિભુતિની અંદર કેવળ વૃંદાવનમાં જ ગોચર છે. તે દિવ્યચક્ષુ સુર-નર-મુનિને પણ પ્રાપ્ત થવું દુર્લભ છે. તેનાં દર્શન કરવા

માટે તો દિવ્યચક્ષુથી પણ ઉત્કૃષ્ટ ગોપી-પ્રેમનેત્રની આવશ્યકતા છે. તેથી લીલાશુક કહે છે કે, ગોપિકાઓદ્વારા જ જે આસ્વાદ્ય છે, તે સ્વરૂપને હું વારંવાર પ્રણામ કરૂં છું.

શ્લોક ૯૬-વસંતતિલક છંદઃ

વદનેંદુવિનિર્જિતઃ શશી દશધા દેવપદં પ્રપદ્યતે ॥
અધિકાં શ્રિયમશ્નુતેતરાં તવ કારુણ્યવિજૃંભિતં કિયત્ ॥૯૬॥

પદ ૯૬-ભાવાર્થ

વદનચંદ લખિ કે, શશી માન્યો મન હાર હૈ।
નિજતન દશ ભાગ કરી, ચરનન બલિહાર હૈ ॥
અધિક બાઢ્યો ભાગ લહી, શોભા જુ અપાર હૈ।
તવ કરુણા અંત "પ્રેમ" પાવે કો પાર હૈ ॥

શ્લોક ૬૮ થી ૯૫ સુધી ભક્ત બિલ્વમંગલે શ્રીકૃષ્ણના સાક્ષાત્કારનું વર્ણન, તથા શ્રીકૃષ્ણનું સ્વરૂપ મન તથા વાણીથી પણ અગોચર છે તે વર્ણન કર્યું છે. તે અઠ્ઠાવીસ શ્લોક તેમની બાહ્ય દશાનો ત્રીજો પ્રકાર છે. હવે ગ્રંથના અંત સુધી ભક્ત તથા પ્રભુનો યુક્તિ પ્રયુક્તિ સહિત પ્રલાપ છે. પ્રભુના માધુર્ય શોભાસિંધુનું વર્ણન કરતાં કરતાં આનન્દાધિક્યથી જ્યારે એ વર્ણન કરવા સર્વથા અસમર્થ થયા ત્યારે મૌન થઈ વારંવાર પ્રણામ કરતા નિમગ્ન થઈ ગયા. ત્યાં તો ભક્તની વાણી સાંભળવા પ્રભુ પણ ઉત્સુક થાય છે. તેથી ભક્તની વાણી વારંવાર સાંભળવા ની લાલસાથી શ્રીકૃષ્ણ જાણે વાદવિવાદ આરંભ કરે છે. પ્રભુ કહે છે. "મારા મુખને ચંદ્રમા તથા કમળની ઉપમા કેમ આપી? પરમ પરમેશ્વરને તજી મને ગોપાલને કેમ ભજે છે?" આ પ્રમાણે વચન *કહી બોલવાને અસમર્થ થયેલા લીલાશુકને પ્રભુ બોલવાની ફરજ* પાડે છે. આ પ્રકારને ભક્ત તથા પ્રભુનો "પ્રેમકલહ"(પ્રણયગોષ્ઠિ) કહે છે. શ્લોક ૯૫ સુધી વર્ણન કરી ભક્ત મૌન થઈ જાય છે. ત્યારે પ્રભુ પૂછે છે કે બિલ્વમંગળ! ચૂપ કેમ થયો? તું તો કવિ છે. મારા વદનની ચંદ્રમા, કમળ, મેઘ, મણિ સાથે તુલના કરી વધુ ગા. તેથી ભક્ત કહે છે કે હે દેવ, આપના મુખ-કમલની કાન્તિથી તો ગગનનો ચંદ્રમા ક્યારનોએ પરાજિત થયો

છે. તેથી આપના ચરણોમાં શરણું આવી પોતાની જાતને દશ વિભાગમાં વહેંચી આપની સેવા કરે છે. અને તેમ કરવાથી જ તે પરમ શોભાને પ્રાપ્ત થયો છે. પ્રભુના બંને ચરણના દશ નખ ખંડિત થયેલા દશ ચંદ્રમા છે. પરાજિત થવાથી ચંદ્રની શોભામાં તથા ભાગ્યમાં કશી હાનિ થઈ નથી, પણ વૃદ્ધિ થઇ છે. કારણકે તેને પ્રભુએ પોતાના ચરણારવિંદમાં અચલ નિવાસ આપ્યો છે. તેથી કલંકિત હોવા છતાં, ચંદ્ર નિષ્કલંક થઈ પરમ વૃદ્ધિને પામ્યો છે.

શ્લોક ૯૭–વસંતતિલક છંદ

તત્ત્વન્મુખં કથમિવામ્બુજતુલ્યકક્ષં
વાચામવાચિ નનુ પર્વણિ પર્વણીન્દોઃ ॥
તત્કિં ભુવે કિમપરં ભુવનૈકકાન્ત
વેણુ ત્વદાનનસમેન સમં નુ યત્સ્યાત્ ॥૬૭॥

પદ ૯૭–ભાવાર્થ

કમલ સે કહીં મુખ કમલ તો કૈસે કહીં,
ચંદા પદઘાતસોં વહ તો સુદિ જાત હૈ ।
જાપ્ત હૈ ચંદા હુ ઘટત ઘટત અમાવસકો,
બઢત બઢત પૂનૌ કો ભાગ્ય કછુ પાત હૈ ॥
પાત હૈ સમતા ન ભુવન ભુવનપતિ કોઉ,
બંસીધર મુખ ત્રિભુવન ના લખાત હૈ ।
લખાત હૈ તિહારે સરસાત તરસાત સારે,
બંસીધર મુખ "પ્રેમ" બંશીધર સાધ હૈ ॥

ચંદ્રમાનું કલંક તેનો એક માત્ર દોષ છે, બાકી તેનામાં અનેક ગુણ છે. તે દોષની ઉપેક્ષા કરી, બહુગુણયુક્ત ચંદ્રમાની મારા મુખ સાથે ઉપમા કેમ નથી આપતો? તેના ઉત્તરમાં લીલાશુક ભાવાવેશમાં કહે છે, "પ્રભુ. આપના મુખકમલને ચંદ્રમાની સાથે સરખાવી શકાય કેમ? પ્રત્યેક અમાસની રાત્રે ચંદ્રમાની તો અમંગલ દશા થાય છે. પછી ફરીથી તે કલાને દરરોજ પ્રાપ્ત થાય છે. ને પૂનમ સુધી કલા વધતી જાય છે. પાછી એ ઘટતી જાય છે. છેક અમાસે તો તે

તદ્દન કલાહીન થાય છે. તેવા અમંગલ ચંદ્રને આપના મુખ સાથે સરખાવાય કેમ? વળી તેને રાહુનો પણ ભય છે, જ્યારે આપ તો સંપૂર્ણ નિર્ભય છો. એવા કલંકિત, તથા ભયગ્રસ્ત ચંદ્રને આપ જે પૂર્ણ નિષ્કલંક, નિર્ભય છો એવા ત્રિભુવનમંગળ આપનો મુખચંદ્ર સાથે સરખાવી શકાય નહિ. આપ તો ચોસઠ કલા પૂર્ણ છો, ને તે તો ક્ષયશીલ સોળ કળાવાળો છે. આપનું મુખ નિરૂપમ છે–અતુલનીય છે. વળી કમળ સાથે પણ એ સરખાવાય તેમ નથી.' કમળ તો દિવસે પ્રફુલ્લિત રહે છે ને રાતે કરમાઇ જાય છે. આપનું મુખકમળ તો અહર્નિશ પ્રફુલ્લિત રહે છે,"

ત્યાં પ્રભુ કહે કે તો પછી તું અન્ય કોઈ મુખચંદ્ર સાથે સરખાવ. ત્યાં ઉત્તર આપે છે કે કોની સાથે? આપના અન્ય અવતારોમાં પણ ક્યાંય આપનું મુખ આ વ્રજવિલાસી મુખ સાથે સરખાવી શકાય તેમ નથી. વળી પ્રભુ કહે કે અરે કવિ, બીજા અવતારોમાં અને આ અવતારમાં તને અંતર લાગે છે કેમ? શું તું પાગલ થયો છે? તેના ઉત્તરમાં કહે છે કે ના, ના, મને મારા મનમાં કંઈ ભેદ-અંતર નથી. પણ આપ બતાવો કે, મોહિની વેણુ સાથે આપનું કમનીય મુખ કયા અવતારના મુખચંદ્ર પર છે બંસીધરનું મુખચંદ્ર તો બંસીધરની જ સમાન છે. નારાયણનું મુખ પણ તેવું નથી.

શ્લોક ૯૮ વસંતતિલકં છંદઃ

શુશ્રૂષસે ટુણુ યદિ પ્રણિધાનપૂર્વં,
પૂર્વૈરપૂર્વકવિભિર્ન કટાક્ષિતં યત્ ।
નીરાજનકમધુરાં ભવદાનનેન્દો–
ર્નિર્વ્યાજમર્હતિ ચિરાય શશિ–પ્રદીપઃ ॥૯૮॥

પદ ૯૮-ભાવાર્થ

નહિં માનો તો સુનહુ સુનાઉં શશિકી તુમકો કહાની હૈ ।
સબ ભૂલે કવિગણુ જિન જિન, મુખ ઉપમા ચંદસો ઠાની હૈ ॥
યહ દેખત દેખત નૈન લગે, ના "પ્રેમ" જીયા અકુલાની હૈ ।
તબ લે કર ચંદ ઉતારિ કૈ આરતિ, ડારિ દિયો અસમાની હૈ ॥

, પ્રભુ કહે છે કે ચંદ્ર અને કમળ જો મારા મુખચંદ્રની સમાન નથી, તો પ્રાચીન તથા અર્વાચીન કવિઓએ અને તેં પોતે પણ તેમની સાથે મારા વદનને કેમ સરખાવ્યું છે? ત્યાં ભક્ત કહે છે, "હા, તેઓએ તેમ કર્યું છે. પણ તેઓએ વિશેષ ધ્યાન પૂર્વક એક વિષય પ્રતિ લક્ષ નથી કર્યું. આપ પ્રણિધાન (ધ્યાન) પૂર્વક સાંભળો. આ ચંદ્ર કેવળ કર્પૂર-દીપક હોઈ, તમારા મુખચંદ્રનું નિરાજન (આરતી) કરવા યોગ્ય છે. ઉપમા યોગ્ય નથી. તાત્પર્ય કે પ્રાકૃત ચંદમા આપના અપ્રાકૃત મુખચંદ્રનું પ્રતિબિંબ છે. આપ તો સ્વયં પ્રકાશ અને સ્વયં અમૃતરસ સ્વરૂપ છો. તેથી તે ચંદમા આપનામાંથી લેશ માત્ર પ્રકાશ પ્રાપ્ત કરે છે. "યચ્ચંદ્રમસિ યચ્ચાગ્નૌ તત્તેજો વિદ્ધિ મામકમ્" (ગીતાજી) "પુષ્ણામિ ચૌષધીઃ સર્વાઃ સોમો ભૂત્વા રસાત્મક." (ગીતાજી) શ્રીકૃષ્ણચંદ્રે વધુમાં પોતાનું ચંદ્ર નામ ચંદ્રને આપ્યું છે. તેથી તારાગણ તેનું મુખ જુવે છે. સૂર્યને જોઇને નેત્ર બંધ કરે છે કેમકે તેને ભગવાનનું ચંદ્ર નામ નથી મળ્યું.

શ્લોક ૯૯-ઇન્દ્રવજ્રા છંદઃ

અખંડનિર્વાણરસપ્રવાહૈર્વિખણ્ડિતાશેષરસાન્તરાણિ ।
અયન્ત્રિતોદ્વાન્તસુધાર્ણવાનિ જયન્તિ શીતાનિ તવ સ્મિતાનિ ॥૯૯॥

પદ ૯૯-ભાવાર્થ

યહ મુખ પર તુમ્હારે હંસન કહા, યહ પરમાનંદ રસ ધારા હૈ ।
ઇસ ધારા મેં હૈં ધાર સબૈ, રસમૂલ મહા યહ ધારા હૈ ॥
યહ આનંદ રસ સંગ અમૃત હુ કી બહાવત સિંધુ ધારા હૈ ।
યહ જનમ જનમ કે તાપ હરૈં, જય જય તવ વિહંસન ધારા હૈ ॥

પ્રભુ તેનો ઉત્તર સાંભળી જાણે પ્રસન્ન થયા હોય, તેમ કલ્પના કરી કવિ બોલી ઉઠે છે, "આપના શીતલ સ્મિતની જય હો. (જયંતિ શીતાનિ તવ સ્મિત નિ.)" સ્મિત-અખંડ-નિર્વાણ રસના પ્રવાહદ્વારા સમસ્ત ઉપમાસમૂહનું વિમર્દન કરે છે. પ્રભુ કહે છે કે તું તો પંડિત કવિ છે, પણ હું તો ગોપાલ છું. માટે મારી ભાષામાં સમજાય તેમ કહે તો વાત સમજાય. એમ કલ્પના કરી કવિ કહે છે, "હે

કૃષ્ણ! તમારા હાથમાં આરસી હોય તો તેમાં તમારૂં મુખ જુઓ અને હું બોલતો જાઉં છું. તમારૂં સ્મિત એક હોવા છતાં અનેક છે. કારણકે એક બાજુ અધર તો બીજી બાજુ ગંડ-સ્થલ મુસ્કરાઈ રહ્યાં છે; ઉપર નયન તો નીચે ચિબુક મુસ્કરાઈ રહ્યાં છે. સમસ્ત મુખમંડલ સ્મિતથી પૂર્ણ છે. આ સ્મિતમાળામાંથી જે પરમાનંદ રસ પ્રવહિત થાય છે, તે આનંદરસ પ્રથમ તો અખંડિત પરિપૂર્ણ છે કોઈ કાળે, કોઈ દેશમાં, કોઈ અવસ્થામાં તે ખંડિત થતો નથી. અને બીજું એ પ્રવાહ પણ અખંડિત રીતે વહે છે. તે આનંદરસ પૂર્ણ હોઈ બીજા શૂદ્ર-ક્ષુદ્ર રસોનું ભેદન કરી રહ્યો છે. અર્થાત્ શ્રીકૃષ્ણ શૃંગારરસરાજ છે. હાસ્ય, કરુણ, સખ્ય, શાંત, વગેરે રસો તેનાં અંગ છે જેમ આકાશ મહાભૂત છે ને વાયુ, તેજ, પાણી, ભૂમિ તેનાં અંગ છે તે સર્વ આકાશનાં અંગ છે, આકાશ સર્વમાં વ્યાપ્ત છે તેમ પ્રભુ શ્રીકૃષ્ણ છે. જો કે શ્રીકૃષ્ણના સમસ્ત વિગ્રહમાંથી આનંદ રસસિંધુ પ્રવાહિત થાય છે, પણ ભક્તો તે પ્રભુના ચરણકમલ, નયનકમલ, તથા અધરકમલનું વિશેષ આસ્વાદન કરે છે. તેથી અધર કમલથી સ્રવેલુ મૃદુ સ્મિત અખંડ પરમાનંદ રસનો પ્રવાહ છે. તેથી તે આનંદરસ માધુર્ય, તથા શીતલતાની પરકાષ્ટા છે

શ્લોક ૧૦૦-શાર્દૂલવિક્રીડિતં છંદઃ

કામં સન્તુ સહસ્રશઃ કતિપયે સારસ્ય ધૌરેયકાઃ
કામં વા કમનીયતાપરિમલસ્વારાજ્યબદ્ધવ્રતાઃ ।
નૈવૈતૈર્વિવદામહે ન ચ વયં દેવ પ્રિયં બ્રૂમહે
યત્સત્યં રમણીયતાપરિણતિસ્ત્વય્યેવ પારં ગતા ॥૧૦૦॥

પદ ૧૦૦-ભાવાર્થ

હોવેં ભલે હી લાખો જગમેં, રસ રંગી મધુ ભૃંગી હૈ ।
કમલ ખિલે કુછ તિનમેં ઐસે, મનહર મહક અભંગી હૈ ॥
નહિં તકરાર ન પ્યાર કિસીસે, સબસે અદબ ફિરંગી હૈ ।
સુન શ્યામ એ સાંચી 'પ્રેમ' કહે તૂ રસ રંગિન મેં જંગી હૈ ॥

ભગવાન કહે છે બિલ્વમંગલ, "જગતમાં કેટલાય મધુર રસિક મહાજનો છે. તેમને છોડી મારી (ગોપાળની) સાથે કલહ

કેમ કરે છે ? તું દુરાગ્રહદ્વારા અતિશયોક્તિ કરી, મારી વ્યર્થ સ્તુતિ કરવામાં મચ્યો છે. ત્યારે લીલાશુક પોતે સોગન લઈ કહે છે. "હે દેવ! આ મારી મિથ્યા સ્તુતિ છે કે મારા પ્રાણોનો અવાજ છે, અને હું ખુશામતખોર છું કે આપનો ક્રીત (વેચાણ લીધેલો) દાસ છું, એ બધું તો આપ જાણો છો, કારણકે આપ દેવ-પ્રકાશશીલ છો. તો પણ તમારો ક્રીડાકૌતુકનો સ્વભાવ છે. તો કૌતુકવશ હું કંઈક કહું છું તે આપ સાંભળો.

જગતમાં સારવાહી રસિક જનો હજારો છે, તથા તેઓ રસ તથા મધુરતા ધારણ કરવામા ધુરંધર છે. તે સૌથી આપ વધારે સરસ રસિક રસજ્ઞ છો, તેમ કહી તેમની સાથે કે આપની સાથે મારો વાદવિવાદ નથી. પણ શું કરૂં ? મારા પ્રાણને તે બધા તેટલા સરસ સુંદર, મધુર, રસજ્ઞ લાગતા નથી. મને તો આ વિષયમાં તે અનુભવ થયો છે. માટે સોગન ખાઈને કહું છું કે-આપ શ્રીકૃષ્ણ સત્ય રમણીયતા-મધુરતાની પરમ સીમારૂપ છો આનું નામ છે, "જાતરત્યુત્થ-અભિમાન' ; પોતાના ઉપાસ્ય ઇષ્ટમાં રતિભાવ સંપૂર્ણ થતાં ત્રણે લોકનું, બીજા સર્વ દેવ દેવીઓનું ઐશ્વર્ય માધુર્ય તુચ્છ લાગે છે. તે ભાવોત્થ અભિમાનનું લક્ષણ છે. શ્રીરાધાજીએ પણ પરીક્ષા લેવા આવેલ નાન્દીમુખીને કહ્યું હતું કે, "પૃથ્વી પર માધુર્ય-શેખર, વિદગ્ધમણિ, સકલગુણાલંકૃત ભલે ને વૈકુંઠનાથ, રઘુકુલનાથ વગેરે અનેક હોય, પરંતુ જેના માથા પર મોરપિચ્છ નથી, મુખ પર મુરલી નથી તેમના પ્રતિ મારી રુચિ તો દૂર રહી, પણ હું તેમને તણખલા જેવા પણ સમજતી નથી. "

શ્લોક ૧૦૧-શિખરિણી છંદઃ

ગલદ્વ્રીડાલોલામદનવનિતા ગોપવનિતા ।
મદસ્ફીતં ગીતં કિમપિ મધુરા ચાપલધુરા ॥
સમુજ્જૃમ્ભા ગુંફા મધુરિમકિરાં માદૃગગિરાં
ત્વયિ સ્થાને યાતે (જાતે) દધતિ ચપલં જન્મસફલમ્ ॥૧૦૧॥

પદ ૧૦૧-ભાવાર્થ

ગલી લજ્જા ચંચલ હરિરસઉન્મદ ગોપવનિતા ।
ઢલી ફૂલી ઝૂલી અતિરસ કિશોર વેષ મહા ॥

અલી વાણી મેરી મધુર રસમાલી રચિ અહા ।
ફૂલી ફૂલી "પ્રેમાનંદ" જનમ ધન્ય કરિ લહા ।।

ભગવાન શ્રીકૃષ્ણ ચૂપ થઈ ગયા. તેમના મૌનને અનુમોદન સમજી અત્યંત હર્ષ પૂર્વક ભક્ત બોલે છે, "હે નાથ! હે શ્રીકૃષ્ણ! આપનો આશ્રય પ્રાપ્ત કરીને (૧) મારી વાણીનો ચંચલ જન્મ સફલ થયો, (૨) ગોપીઓનો ચંચલ જન્મ સફલ થયો, (૩) આપનું પણ ચંચલ કૈશોર માધુર્ય સફલ થયું, (૪) આપનું ચાપલ્ય પણ સફલ થયું.

(૧) "માદૃશાં ગિરામ્" મારી વાણીએ ભૂતકાળમાં બહુ કંઈ રચના કરી આપનું વર્ણન કરેલું, પણ આજ મારી કવિતા (વાણી) સફલ થઈ છે. તે કેવી રીતે ? (ક) 'ત્વયિ યાતે' કારણ કે આપનો સાક્ષાત્કાર કરીને, (ખ) 'ત્વયિ સ્થાને (આશ્રયે) યાતે' આપનો આશ્રય પ્રાપ્ત કરીને અને (ગ) 'ત્વયિ ક્રીડાસ્થાને યાતે' આપના નિવાસસ્થાન વૃંદાવનને પામીને મારી વાણી સફલ થઇ આપના ગુણાનુવાદ ગાતાં સાર્થક પ્રફુલ્લિત થઈ રહી છે. આમ બિલ્વમંગલની વાણી દેહ તથા નયનોની પણ તેવી દશા થઈ, આ જ અભીષ્ટને પ્રાપ્ત કરી—પરમાનંદ પ્રાપ્ત કરી, કૃતાર્થતા અનુભવે છે. (૨) બીજું વ્રજવનિતાઓ પણ આપના પ્રત્યે અતિ પ્રેમના ભારથી વિનમ્ર છે. અર્થાત અતિશય અનુરાગવાળી છે. આપને પ્રાપ્ત કરવા લોકલજ્જા ધર્મ વગેરે ત્યાગ કરી રાસમા આવી, તેથી તેમનો જન્મ પણ સફલ થયો. (૩) હવે કવિ ભગવાન પ્રત્યે કહે છે, "હે પ્રભુ શ્રીકૃષ્ણ! આપનું કિશોર વય જે તરુણતા તથા હર્ષથી ઊછળી રહ્યું છે, તે પણ આજે વિશુદ્ધ અનુરાગવાળી વ્રજાંગનાઓ સહિત વિલાસ-દ્વારા સફલ થયું. (૪) વળી આપની ચપળતા પણ સફળ થઈ. તે કેવી અદ્દ્ભુત છે! એક શરીરથી એક જ કાળમાં અસંખ્ય ગોપાંગ-નાઓ સાથે રાસવિલાસ કરી તમારી ચપલતાની પરાકાષ્ટા દર્શાવી.

શ્લોક ૧૦૨-વસંતતિલકં છંદ

ભુવનં ભુવનં વિલાસિની શ્રીસ્તનયસ્તામરસાસનં સ્મરશ્ચ ।
પરિચારપરંપરાઃ સુરેંદ્રાસ્તદપિ ત્વચ્ચરિત્રં વિભો વિચિત્રમ્ ।।૧૦૨।।

કહ્યું કે-હે પ્રભુ, આ રાસવિલાસી કિશોર મૂર્તિ જ મારે મન સર્વોપરિ છે. મારે આપના અન્ય સ્વરૂપનું કંઈ પણ પ્રયોજન નથી. ત્યારે વળી પ્રભુએ કહ્યું કે મારી કિશોરલીલામાં ગોચારણ આદિ લીલાઓ પણ છે. ત્યારે ભક્ત કવિ કહે છે, તે ભલે હોય, મને તો મધ્ય અનાએ સાથે અનંત કેલિદાન લાલિત પાલિત માધુરીકૃત તથા કસ્તુરીપત્રાંકુરદ્વારા ચિત્રિત આપનું વિચિત્ર સ્વરૂપ જ અભીષ્ટ છે.

આ સ્વરૂપ મારે માટે તો શું? પણ ત્રણે લોકની સુંદરીઓનું સૌભાગ્ય પણ આ કસ્તૂરીતિલક સ્વરૂપ છે. તમારો આ મધુર ઉજ્જ્વલ રસ વિલાસ ત્રણ લોકના સૌભાગ્યનો અલંકાર છે. કેમ? ત્યાં કહે છે કે શ્રીમદ્‌ભાગવત સર્વ વેદાંતના સારરૂપ નિશ્ચય કહેવાય છે. શ્રીમદ્‌ભાગવતના રસામૃતથી તૃપ્ત થયેલા ભક્તની અન્ય ક્યાંય પ્રીતિ થતી નથી. તે શ્રીમદ્‌ભાગવતનો સાર દશમ સ્કંધમાં છે (શ્રીકૃષ્ણલીલા કથામૃતમાં) છે, ને તે દશમસ્કંધનો સાર "રાસપંચાધ્યાયી" છે. તેથી જ રાસવિલાસ લીલામુકુટમણિ છે, માધુર્યનો સાગર છે. તેથી "પિબત ભાગવતં રસમાલયમ્". એ માટે જ અંતકાલ સુધી શ્રીમદ્ ભાગવતનું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવાનો (ઉપદેશ) આદેશ દેવામાં આવ્યો છે. જે જીવ જે રસનો અધિકારી હોય તે જીવ ભલે તે રસનું પાન કરે. પણ રસની પરાકાષ્ટા ક્યાં જાય છે, તેનો વિચાર કરતાં બધા રસિક ભક્તો (એકમતે) સંમત છે, કે એ મહારસ તો મહારાસોત્સવમાં જ છે, તેથી જ રાસવિલાસી શ્રીકૃષ્ણસ્વરૂપ ત્રણ લોકના સૌભાગ્યનો અલંકાર છે, પણ આપણે તે માટે અધિકાર સમજી લેવો જોઈએ. રસલીલા સર્વોત્તમ અવશ્ય છે, પણ પાત્ર હોય તો રાસ છે. નહિ તો નાશ છે. ભગવાનની અન્ય લીલાઓ નદી સમાન છે. રાસલીલા કૂવાના જલ સમાન છે. અન્ય વાત્સલ્યાદિ લીલાઓ નદી સમાન હોવાથી દરેક માણસ તેનો ઉપયોગ કરી શકે છે. પાત્ર (વાસણ) ન હોય તોપણ નદીનું જલ હાથના ખોબાથી પી શકાય છે. તેમ આ બીજી લીલાઓ ગમે તે માણસ વાંચે સાંભળે તો વાંધો આવતો નથી. પણ જેમ કૂવાનું જલ તો દોરીલોટો

હોય તો જ પી શકાય, તેમ જ નિષ્ઠા(શ્રદ્ધા)રૂપી દોરી તથા પ્રેમરૂપી પાત્ર હોય તો જ રાસલીલા વાંચવી-સાંભળવી, ને ત્યારે જ તેનું ઉત્તમ ફલ મળે. પણ નિષ્ઠા-પ્રેમ સિવાય વાંચે, સાંભળે તો ઉલટો નાશ થાય.

નિષ્ઠા-દોરી-રાસપંચાધ્યાયી તે સર્વોત્તમ રસ છે. તે જ અમારે જોઈએ. અમે જરૂર એ લઈશું. ભલે આ જન્મે કે અનેક જન્મે તે જ રસ લઈશું. તે સિવાય બીજો કોઈ રસ અમારે ના જોઈએ. તેવા પ્રકારનાં તન્નિષ્ઠા અનન્યાશ્રય હોવાં જોઈએ. આનું નામ નિષ્ઠા.

પ્રેમપાત્ર-તે કામશૂન્ય હૃદય છે જ્યાં સુધી સ્ત્રી-પુરુષના ભેદનું જ્ઞાન છે ત્યાં સુધી કામશૂન્ય થવું સર્વથા અસંભવ છે. ને કામશૂન્ય થયા વિના ગોપીભાવની પ્રાપ્તિ કદાપિ થતી નથી. અને ગોપીભાવ વિના રાસમાં અધિકાર નથી.

જ્યાં સુધી દેહદૃષ્ટિ હોય, અને હું પુરુષ છું, સ્ત્રી છું, નપુંસક છું, તેવું જ્ઞાન રહે ત્યાં સુધી ગોપીભાવ ઉદય કેમ થાય? ગોપિકાઓની દૃષ્ટિથી તો સેવ્ય પુરુષ એકમાત્ર શ્રીકૃષ્ણ છે, અન્ય સર્વ સ્ત્રી પુરુષ, તેમની દાસી-પ્રકૃતિ છે.

તેથી આ પ્રાકૃત દૃષ્ટિને-કારણે આપણે સચ્ચિદાનંદઘન શ્રીકૃષ્ણને આપણા જેવા પ્રાકૃત પુરુષ તથા મહાભાવવતી ગોપિકાઓને પ્રાકૃત સ્તનવાળી સ્ત્રીઓ જેવી માનીએ છીએ, અને એમના દિવ્ય પરમ ઉજ્જવલ પવિત્ર પ્રેમ વિલાસને આપણા કામ વિલાસ સમાન માનીએ છીએ. યાદ રાખો કે જ્યાં સુધી શ્રીરાધા શ્રીકૃષ્ણ તથા શ્રીગોપીજનોને એક જ સચ્ચિદાનંદ રસ બ્રહ્મની વિવિધલીલામૂર્તિના રૂપમાં અનુભવ કરી શકતા નથી, ત્યાં સુધી આપણી પ્રાકૃત માંસદૃષ્ટિ લુપ્ત થતી નથી. અને માંસ-દૃષ્ટિ રહેતાં પ્રેમ-વિલાસનું સ્વરૂપજ્ઞાન અસંભવ છે. તેથી કામ-શૂન્ય પ્રેમપાત્રની પ્રાપ્તિ પણ અશક્ય છે. પ્રેમપાત્ર વિના રાસ કૂપમાંથી જલપ્રાપ્તિ અસંભવ અશક્ય છે.

હવે પ્રશ્ન થાય કે નિષ્ઠા દોરી હોય અને પ્રેમપાત્ર ના હોય તો કરવું શું? જેની પાસે નિષ્ઠારૂપી દોરી આવી હશે તે તો પ્રેમપાત્ર જરૂર શોધી લેશે. નિષ્ઠા પ્રેમપાત્ર લાવી આપશે. ત્યાં

કથાવાર્તા શ્રવણ કરે. તમારી સેવા જે ક્ષણે પ્રાપ્ત નહિ હોય તે ક્ષણે મારા પ્રાણ ચાલ્યા જશે. આપ જ એક માત્ર સાધન ભજન છો. આપ જ એક સાધ્ય-ફલ છો. આપના ભજન સિવાય અન્ય કાંઇ પણ ફલકામના મને નથી. ભજનશૂન્ય થઇ હું જીવવા માગતો નથી. એટલા માટે અમે તો—

પા પીકે માધુરી સુરસ મગન રહતે હૈં,
નહીં સ્વર્ગ અપવર્ગ ચાહ કરતે હૈં ॥
હૈ નામ સુધા સે મધુર ચખા કરતે હૈં,
ઇક તેરે ભરોસે નિડર રહા કરતે હૈં ॥
કભી વિરહતાપકી તપન જલા કરતે હૈં,
કભી પાદપદ્મયુગ નિરખ મુદિત હોતે હૈં ॥
'બલવન્ત' સન્ત ઇસ ઢંગ જિયા કરતે હું,
સબ આયુ સમર્પણ શ્રીહરિકો કરતે હૈં ॥

શ્લોક-૧૦૫

માધુર્યેણ વિવર્દ્ધન્તા વાચો નસ્તવ વૈભવે ।
ચાપલ્યેન વિવર્દ્ધન્તાં, ચિંતા નસ્તવ શૈશવે ॥૧૦૫॥

પદ ૧૦૫-ભાવાર્થ

જ્યોં જ્યો તુવ રૂપ નિહારત હૂં, ત્યોં ત્યોં હિયરા અકુલાવતહૈ ।
જસ ગાન કરોં જુ બખાન કરોં, પર રસના અંન ન પાવત હૈ ॥
રસવાચા બઢે, ઉર રૂપ ગડે, ચિત્ત ચાવ ચઢે, પ્રેમ ચાહત હૈ ।
તુમ ચંચલમેં ચિત્ત ચંચલકો, અતિ ચંચલ કરો "પ્રેમ"જાચત હૈં ॥

ભગવાને બિલ્વમંગલને કહ્યું-સાધુ, સાધુ! તારી આવી પ્રગાઢ દઢતા જોઇ હું પ્રસન્ન થયો છુ. મારાં દર્શન કદાપિ વ્યર્થ જતા નથી, માટે તું યથેચ્છ વર માંગ તેથી બિલ્વમંગલ કહે કેહે પ્રભુ, તમારાં રસ લાવણ્ય વિલાસ માધુર્ય ઐશ્વર્ય, આદિનું વર્ણન કરવામાં મારી વાણીની શક્તિ નિરંતર વૃદ્ધિ પામે અને તે પણ 'માધુર્યેણ' મધુરતા સહિત વૃદ્ધિ થાઓ. આપ ઐશ્વર્યરૂપથી મારા હૃદયને આકર્ષણ કરી, મારી વાણી બંધ કરો મા, આપને ત્રિભુવનેશ્વર કહીને નહિ, પણ ત્રિભુવનસુંદર કહી ગાન કરવા ચાહું છુ. મારી પ્રીતિ જગન્નાયકની સ્તુતિ કરવામાં નહિ, પણ

રાધાનાયક, ગોપીનાયકના મંજુ મહિમાનાં ગાન કરવામાં છે

પ્રભુ બીજું વરદાન એ આપો કે હું આપની કિશોરમૂર્તિ લાવણ્યનું, લીલાનું ચિંતન સ્મરણ નિરંતર અધિકાધિક કરૂં. તેથી ભક્ત આપણને સૂચિત કરે છે કે (૧) મુખથી સદા કૃષ્ણ કીર્તન અને (૨) મનથી સદા કૃષ્ણ લીલાનું સ્મરણ કરવું જોઇએ.

શ્લોક ૧૦૬–શાર્દૂલવિક્રીડિત છંદઃ

યાનિ ત્વચ્ચરિતામૃતાનિ રસનાલેહ્યાનિ ધન્યાત્મનાં
યે વા શૈશવચાપલવ્યતિકરા રાધાવરોધોન્મુખાઃ ।
યા વા ભાવિતવેણુગીતગતયો, લીલામુખામ્ભોરુહે ।
ધારાવાહિકયા વહન્તુ હૃદયે તાન્યેવ તાન્યેવ મે ॥૧૦૬॥

પદ ૧૦૬–ભાવાર્થ

જો જો સુખ બંશીધર બજાવત મંદમંદ,
મુખકમલ મધુર સોં રસ વરસાવત હો ।
જો જો ગલી કુંજનમેં રોકત હો ભાનુલલી,
છલબોલિયા દાન લેત સુખ પાવત હો ॥
જો જો રસ અમૃત ચરિત્ર રસિક જન બહુ,
પાન કરિ ગાન કરિ ધન્ય કહાવત હો ।
સો સો રમચરિત્ર શ્યામ નિત હી નિત મેરે,
વહે ઉર "પ્રેમ" યહી જોરિ કર ચાહત હોં ॥

ત્યારે ભગવાન કહે, "મારૂં માધુર્યકીર્તન, તથા લીલા-સ્મરણ તને સહજ સ્વભાવથી પ્રાપ્તજ છે, માટે તું બીજું કંઈ માગ. તેથી ભક્તકવિનેભગવાનનાં ભાવી અદર્શનની શંકા થઈ. તેથી અદર્શનજન્ય વિરહ વ્યથાથી લીલાનામરસામૃતની અખંડ સ્ફૂર્તિ માટે પ્રાર્થના કરે છેઃ "હે પ્રભુ મારા હૃદયમાં આપની બધી લીલાઓ નિરંતર પ્રવાહિત રહે. કઈ લીલાઓ ? તો કહે છે કે 'તાનિ' જે મેં અત્યાર સુધી વર્ણવી છે તે, અને ઉપરાંત આત્મા-રામ શુકનારદાદિક મહાનુભાવીઓ સાક્ષાત્કાર પામી જે લીલા-મૃતનું પાન કરે છે, તે લીલાઓ, જેમાં તમારી કિશોર ચાપલ્ય સંબંધી લીલાઓ–દાન લીલા, કુંજલીલા, યમુનામાર્ગમાં આવી

માર્ગ રોકી ઉભા રહેવું, મધુર વેણુનાદ વગેરે લીલાઓ–તે સર્વ મારા હૃદયમાં ધારાવાહિક રૂપથી પ્રકાશિત થયા કરે". તાત્પર્ય કે– બાહ્ય વિયોગ થાય તોપણ અંતરમાં વિયોગ ન થાય. અને લીલાઓનું સ્મરણ રહ્યા જ કરે. હે નાથ! આપનાં દર્શન સદા સર્વદા આવાં જ થયા કરે એવું તો મારું સૌભાગ્ય કયાંથી ? પણ લીલાસ્ફૂર્તિ તો રહ્યા કરે જ.

શ્લોક ૧૦૭–વસંતતિલકં છંદઃ

ભક્તિસ્ત્વયિ સ્થિરતરા ભગવન્યદિસ્યા–
દ્દૈવેન નઃ ફલતિ દિવ્યકિશોરમૂર્તિઃ ।
મુક્તિઃ સ્વયં મુકુલિતાઞ્જલિઃ સેવતેડસ્મા–
ન્ધર્માર્થકામ–ગતય. સમયપ્રતીક્ષા ॥૧૦૭॥

પદ ૧૦૭–ભાવાર્થ

જબ સિદ્ધ ભઈ ભક્તિ ઉરમેં અરુ "પ્રેમ" કી જ્યોતિ જાગ ગઈ ।
તબ મૂરતિ શ્યામ મનોહર કી, પીછે હી પીછે લાગ ગઈ ॥
કર જોરિ કૈ મુક્તિ હુ ઠાડિ રહે, કછુ સેવાકું લલચાય રહી ।
અરુ ધર્મ ઓ અર્થ ઓ કામ તહાં, સબ દૂર ઠડે કર અર્જિ લઈ ॥

જ્યારે હૃદયમાં ભક્તિ સિદ્ધ થઈ, જ્યોત જગાવે છે, ત્યારે મનોહર શ્યામ મૂર્તિ પાછળ પાછળ લાગી ચાલી આવે છે. મુક્તિ પણ ત્યાં ઉભી રહી કંઈ સેવા કરવા લલચાય છે, તથા ધર્મ, અર્થ, કામ, તો દૂર દૂર ઉભા રહી હુકમની વાટ જુવે છે.

શ્રીકૃષ્ણની લીલાઓની સ્ફૂર્તિ હૃદયમાં નિરંતર થતી રહે તો લીલારસિક શ્રીકૃષ્ણ સ્વયં ભક્તના હૃદયમાં આવી, કેદ થાય છે. પ્રભુના ચરણ તો ભક્તિરૂપી દોરીથી બંધાયેલા છે. (પ્રણય-રશનયા ધૃતાઙ્ઘ્રિપદ્મઃ શ્રી. ભા. ૧૧–૨–૫૫). પણ તે ભક્તિ સામાન્ય વિધિભક્તિ નથી, ભાવભક્તિ પણ નથી. પણ તે ભાવ ભક્તિની પરિપાક દશા "પ્રેમ ભક્તિ" છે. અનર્થનિવૃત્તિ થયા પછી ચિત્ત નિર્મળ થાય છે, ત્યારે નિષ્ઠા જાગે છે. પછી રુચિ થાય છે. પછી આસક્તિ, વ્યસન દશાની અનન્તર પ્રેમ ભક્તિની પૂર્વ અવસ્થા એટલે રતિનો ઉદય થાય છે. પછી જ્યારે એ રતિ-

ભાવ ગાઢ પૂર્ણ થઇ જાય છે, ત્યારે પ્રેમભક્તિનો ઉદય થાય છે. ત્યારે હૃદય માખણ જેવું થતાં પ્રભુ તેમાં પ્રવેશ કરે છે.

વિધિભક્તિના બે ગુણ— ૧. ક્લેશધ્ની, ૨. શુભદા. (૧) પાપ, તેનું બીજ વાસના, અને તેનું મૂલ અવિદ્યા, એ ત્રિવિધ ક્લેશ છે. તેનો વિધિભક્તિ સમૂળ નાશ કરે છે અને (૨) જગત્પ્રિયતા સદ્ગુણ તથા વૈકુંઠ પર્યંત સુખ, એ ત્રિવિધ શુભ આપે છે.

ભાવભક્તિના બે ગુણ— ૧. મોક્ષલઘુતાકૃત ૨. સુદુર્લભા. (૧) નિર્વાણમુક્તિ પર્યંત બધા પુરુષાર્થને તુચ્છ કરે છે. તથા (૨) દુર્લભ પ્રેમ પ્રાપ્ત કરાવે છે. જ્ઞાનથી મુક્તિ ને પુણ્યથી સ્વર્ગ મલે છે. પરંતુ હજારો સાધનથી પણ ભક્તિ મલવી દુર્લભ છે. પ્રભુ મુક્તિ આપી છૂટે છે. પણ ભક્તિ તો કોઇ તેના લાડિલા ભક્તને જ આપે છે.

પ્રેમભક્તિના બે ગુણ—(૧) સાન્દ્રાનન્દ-વિશેષાત્મા. (૨) શ્રીકૃષ્ણાકર્ષણી. (૧) તે ઘનીભૂત પરમાનંદસ્વરૂપ છે ને બ્રહ્માનંદને પણ તુચ્છ કરે છે. (૨) શ્રીકૃષ્ણને આકર્ષણ કરે છે. જેમ પુષ્પ ગમે ત્યાં હોય પણ ભ્રમર ત્યાં જ જાય છે તેમ શ્રીકૃષ્ણ પણ જ્યાં પ્રેમભક્તિ છે ત્યાં જ જાય છે. પછી તે ઊંચ, નીચ, નર, નારી, મૂર્ખ, પંડિત, ગમે તેવો હોય તો પણ તેની પ્રેમભક્તિને વશ થઈ, તેના હૃદયમાં સુગંધ લેવા પ્રભુ જાય છે. ભગવાને સ્વયં ઉદ્ધવને કહ્યું છે કે અતિશય વૃદ્ધિ પામેલી પ્રેમભક્તિ જેવો મને વશ કરે છે, તેવાં યોગ, જ્ઞાન, ધર્મ, વેદપાઠ, તપ, વૈરાગ્ય વગેરે કોઈપણ મને વશ કરતાં નથી. અહીં બિલ્વમંગળ પણ કહે છે, "પ્રભુ! મુક્તિ તો આપનું નામ ઉચ્ચારણ કરતાં જ બે હાથ જોડી સેવા માટે પ્રાર્થના કરે છે. ધર્મ અર્થ કામ તો મુક્તિની પાછળ ઉભા રહી રાહ જુએ છે કે કદાચ ભક્ત અમારી તરફ નજર કરી ભગવદ્ સેવામાં અમને સ્વીકાર કરે તો કૃતાર્થ થવાય. ભક્તિ ભગવાનની સેવારૂપ હોવાથી ભક્તિધર્મને નિષ્કપટ ધર્મ કહ્યો છે. બાકી ધર્મ અર્થ કામ-ને કપટ (સ્વાર્થ) કહ્યા છે.

કવિ કહે છે કે કોઈ અનિર્વચનીય આ જ્યોતિપુંજને નમસ્કાર છે, જે માના સન્મુખ પ્રકાશમાન છે. કારણ કે તે "માધુર્યૈક મહાર્ણવ" માધુર્યનો એક માત્ર સાગર છે. "વાચાં દૂરે એવ સ્ફુરત્' એટલે વાણીથી અગોચર છે. વાણી તો કેવળ મધુર મધુર કહીને શાંત થાય છે—અટકી જાય છે. તો શું મનથી તેમની ભાવના કરો છો ? પણ કેવી રીતે કરીએ? "મનસામપિ દૂરે એવ સ્ફુરતિ" તે મનથી પણ અગોચર છે. તો પછી તમને અનુભવ કેવી રીતે થયો ? "સુકૃતાં ભાવેષુ નિર્ભાસિને" તે સુકૃતિ-શાલીઓના ભાવમાં પ્રકાશિત થાય છે. તો સુકૃતિ શું છે? નિષ્કામ ભાવથી અનન્યતા પૂર્વક કેવળ શ્રીકૃષ્ણ-પ્રીત્યર્થ સ્વધર્મનું પાલન યથાર્થ સુકૃત છે. તે વિના કેવળ યજ્ઞ, દાન, વ્રત, તીર્થ, વગેરે શ્રેયસ્કર સુકૃતિ નથી પ્રંતિ ઉક્તિ 'તત્કર્મ યત્ હરેસ્તોષ" કર્મ તે છે જે હરિને સંતોષ આપે છે 'સ્વનુષ્ઠિતસ્ય ધર્મસ્ય સંસિદ્ધિર્હરિતોષણ" પોતપોતાના વર્ણાશ્રમ ધર્મનું સમ્યક્ પરિપાલન શ્રીહરિને સંતોષ આપે છે. તો સ્વધર્મનો ત્યાગ કરીને શ્રીહરિના ચરણ-કમલનું ભજન કરનારનું કદાચિત્ પતન થાય તો તેમનું શું અમંગલ થાય તેમ છે? શ્રી હરિનો ત્યાગ કરીને સ્વધર્મ પાલનથી કયો પુરુષાર્થ સિદ્ધ થઈ શકે છે? તેથી મનુષ્યોને માટે ગોકુલાધિપતિ ભગવાનનું નિત્ય શ્રવણ, કીર્તન, ધ્યાન સેવા યોગ્ય છે. તેવું કર્મ કરનાર જ સુકૃતિ કર્મ કરે છે તો પછી મહાનુભાવો પ્રેમી જનોના હૃદયમાં જ આ માધુર્ય મહાર્ણવ જ્યોતિ-પુંજ શ્રીકૃષ્ણ પ્રકાશિત થાય છે. તો તે ભાવ કેવો હશે? એનું સ્વરૂપ શું ? ત્યાં કહે છે "નિર્ભર હર્ષ . ભૂષિતેષુ" શ્રીકૃષ્ણના દર્શનની અભિલાષથી હૃદય હંમેશા ઉલ્લાસ આવેશ પૂર્ણ રહે છે, અને તેમના દર્શન માટે તીવ્રતમ ઉત્કંઠાની ધારા હૃદયમાં વહેવા લાગે છે; જેથી ચિત્ત અતિશય ચચલ થઈ જાય છે. એ ભાવ વડે વિભૂષિત હૃદયમાં જ આ માધુર્યમૂર્તિનું "નિર્ભાસન" નિત્ય પ્રકાશ થાય છે. તે જ્યોતિ નિરાકાર નથી પણ શ્રીમદ્ ગોકુલ-મંડન, પરમશ્રેષ્ઠ, ગોકુલની સંપત્તિ છે. (૧) જે યશોદાજીની

